# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

નરસીંહ મહેતો ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
મીરાંબાઇ ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
રામલીલા ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
વીણાવેલી ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
સતિ દ્રોપદી સંપૂર્ણ
સચિત્ર ૦-૧૦-૦
મદાલસા ભાગ ૧-૨ સંપૂર્ણ
સચિત્ર ૦-૧૦-૦
રાજ કઠીઆરો સંપૂર્ણ
સચિત્ર ૧-૪-૦
રક્ષક કે ભક્ષક ? ૦-૧૦-૦
સતિ સીતા સચિત્ર ૦-૧૦-૦
પતિનારાયણ વ્રત
સચિત્ર ૦-૬-૦
સત્યનારાયણની કથા
સચિત્ર ૦-૬-૦

સત્યવાદી હરિશ્ચંદ્ર
સચિત્ર ૦-૮-૦
કામલત્તા સચિત્ર ૦-૮-૦
ચિતોડનો કરણ સચિત્ર
કીં. ૦-૮-૦
પ્રતાપી પ્રમિલા સચિત્ર
કીં. ૦-૮-૦
રૂપિરાજનાં પદ સચિત્ર
કીં. ૦-૮-૦
ચતુર સ્ત્રી વિલાસ
ગરબાવળી (લગનનાં ગીત
સાથે) સચિત્ર ૦-૮-૦
જુલ્મી જનેતા યાને પરિવર્તન
સચિત્ર ૦-૧૦-૦
હિંદુ સંસાર સચિત્ર ૦-૧૦-૦
જીવતી ચુડેલ સચિત્ર ૦-૮-૦
રાજા હરિશ્ચન્દ્ર કવિતામાં
સચિત્ર ૦-૬-૦
બાડાણા ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૬-૦
પવિત્રકુમાર સચિત્ર ૦-૧૦-૦

( સચિત્ર. )   ...:❀:...   ( સચિત્ર. )

પુષ્પ-વાટિકા ]   શ્રી સરસ્વત્યૈ નમઃ !   [ પુષ્પઃ-૨૧મું

...ભારતવર્ષનો છેલ્લો આથમતો સમ્રાટ-સૂર્ય...



# પૃથ્વીરાજ ચૌહાણ.



—:યાને:—

## હતભાગી હિન્દુસ્તાન

(વીર કરૂણ અને શૃંગાર રસથી અંકિત ઐતિહાસિક નવલકથા.)

### ભાગ—બીજો.



પ્રયોજકઃ—"શ્રી. પુષ્પ."



વાડીફળીઆ પગથીઆ શેરી-સુરત.

"કામ પ્રેમ કુસંપનાં છે માઠાં પરિણામ,
લખી ગયો ઇતિહાસમાં પૃથ્વીરાજ ચૌહાણ."



પ્રકાશકઃ—બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિઃ—બીજી.]   ઇ. સ. ૧૯૨૯   [પ્રતઃ—૨૦૦૦

મૂલ્યઃ-રૂ. ૦-૧૨-૦





# પૃથ્વીરાજ ચૌહાણ

## —:વિષયાનુક્રમ:—



## —:શુદ્ધિ:—

[પ્હેલા તેમજ બીજા ખંડમાં જ્યાં જ્યાં શાહબુદ્દીન પૃથ્વીરાજને હાથે સત્તર સત્તર વાર અને દશ દશવાર હાર્યો છપાયું છે, ત્યાં ત્યાં સાત સાત વાર સમજવું.]


ધી "સૂર્યપ્રકાશ" પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપ્યું. ઠે. પાનકોરનાકા—અમદાવાદ.

# "બે બોલ"

દશ દશ માસની દીર્ઘ અને અખંડ તપશ્ચર્યા પછી તૈયાર થએલી આ ઐતિહાસિક નવલકથાના દ્વીતિય ભાગ એટલે મ્હારી એકવીસમી કૃતિનો શ્રમ આજ બીજીવાર સફળતાથી બ્હાર પડવા સદ્‌ભાગ્યશાળી થાય છે. આ વસ્તુ ઉપર, આ શૈલીમાં લખાયલી અને આટલા કદમાં બ્હાર પડેલી, આ પ્હેલાંની તમામ નવલકથાઓ કરતાં મ્હારી આ કૃતિ બીન હરીફ છે, એમ હું હિંમતપૂર્વક કહેતાં નથી અચકાતો. ધાર્યા કરતાં લખાણ વધી જવાથી, અને આ પ્રકારના ઉચ્ચ સાહિત્યને આજકાલ મોળું ઉત્તેજન હોવાથી ન છુટકે આ નવલકથા અનિચ્છાએ પાછળથી બે ભાગમાં વિભક્ત કરી નાખવામાં આવી, અને એમાં એમાં બે ત્રણ નવીન પ્રકરણો ઉમેરાયાં. * * * * *

આપણી વાર્તાના નાયક પૃથ્વીરાજની કન્યા પ્રભાવતી કવિ ચંદની પુત્રી વિજયાદેવીને સાથે લઈ પ્રધાનપુત્ર અજીતસિંહ સાથે એક વેળા કુળદેવીને દર્શને ગઇ. કયમાસ પ્રધાનના વધ પછી તેના બાળકુમાર અજીતને પૃથુએ પોતાની પુત્રી પ્રભા સાથેજ ઉછેરી મ્હોટો કર્યો. એક વેળા અશ્વ ઉપરથી ઉથલી પડેલી પ્રભાનો બચાવ ઉદેપુરના રાજકુમાર સંગ્રામસિંહે કીધો, અને બાયલો અજીત ન્હાસી ગયો. ધનુર્વિદ્યા શીખવા આવતા (ભાણેજ) સંગ્રામને પૃથુએ ત્હેના આ કાર્ય બદલ ઉપહારથી નવાજ્યો, જ્યારે પ્રભાવતી સંરક્ષક સાથે પ્રેમમાં પડી.

રાજકન્યા પ્રભાને પરણી દિલ્હીનું સિંહાસન હસ્તગત કરવાની આશા ધૂળમાં ભળી, અને વળી હિન્દ ઉપર ચઢી આવતા ઘોરી શાહની સ્હામે થવાની સરદારી સંગ્રામસિંહને મળી, એથી ક્રોધે ભરાઇ અજીતસિંહે સંગ્રામસિંહનું કાસળ કાઢવા કાવત્રુ રચવા માંડયું. સગ્ગા ભાઈ તરીકે ચ્હાતી પ્રભાએ અજીતની પ્રેમ—માગણીને પાછી ઠેલી, એટલે એ દેશદ્રોહી ફૂટયો. અંદરખાનેથી તે દેશના દુશ્મન ઘોરી શાહને મળી જઇ તેણે શાહની છાવણીમાં ગુપ્ત રીતે ફકીરને વેશે તપાસ કરવા આવેલા સંગ્રામસિંહને ઘોરીના હાથમાં પકડાવી દીધો, અને દિલ્હી જઇ એવી વાત ઉડાડી, કે શત્રુની હીલચાલ તપાસવા ગએલો સંગ્રામસિંહ એક યવન સુંદરીના પ્રેમપાશમાં લપટાઈ ઘોરીની છાવણીમાં કેદ પકડાયો છે.

સંગ્રામસિંહની જગ્યા હવે અજીતસિંહને મળી. પ્રભાવતી વિજયાને સાથે લઇ પોતાના ભાવિપતિની પવિત્રતાની તપાસ કરવા વીર પોશાકમાં ઘોરીના તંબુમાં પ્રવેશી. પતિને ચાલાકીથી કારાગૃહમાંથી છોડવી તે પાછી ફરી.

જ્યારે આ બાજુ તરફટી અજીતે શાહની સાથે મસલત કરી પૃથ્વીરાજને એવું સમજાવ્યું કે, શહેર બહાર એક ત્રિકાળજ્ઞાની ફકીર આવ્યા છે, તેમને જઈ પ્રભાવતીની ખબર પૂછીએ." ભોળો પૃથ્વીરાજ અજીતને વિશ્વાસે ત્યાં ગયો, અને ફકીરના વેશમાં પધારેલા શાહને હાથે કેદી થવાની અણી ઉપર આવ્યો, ત્યાં તો કારાગૃહમાંથી છુટેલા સંગ્રામસિંહે આવી એને બચાવી લીધો. શાહ અને અજીતના કાવત્રા પકડાયાં. પ્રભાવતીનો હાથ સંગ્રામના હાથમાં મૂકાયો, અને વિજયા અજીતને હૃદયદાન દઈ ચૂકી છે, એમ પ્રભાના કહ્યાથી તેના સૌભાગ્યને ખાતર તેને મારી મળી. શાહને પણ ક્ષમા માગવાથી છોડી દેવામાં આવ્યો. દિલ્હી પડતાં છેવટ અજીત અને સંગ્રામ રણમાં પડયા, ત્યારે પ્રભા અને વિજયા સતી થઇ. [શ્રી. સરપોતદારકૃત "વીરકુમારી પ્રભાવતીમાંથી] * * * * *

ઉપરોક્ત પ્રસંગમાં મ્હને ઐતિહાસિક સત્ય કરતાં કલ્પનાના તરંગોજ વધુ પડતા લાગ્યાથી મ્હેં એ ભાગ છોડી દીધો છે. કારણ કે કયમાસના મરણ પછી ઉછેરલો તેનો બાળક પુત્ર અજીત ઉમ્મર લાયક થાય, તેટલો વખત પૃથુએ રાજ્યજ ન્હોતું કર્યું. વૃદ્ધ ચામુંડરાયના કારાગૃહવાસ દરમ્યાન ઘોરી શાહ એકે વાર હાર્યોજ ન્હોતો. પ્રભાવતી કઇ રાણીની પુત્રી હતી ? તેનોય કશોય ઉલ્લેખ નથી કર્યો. અર્થાત મ્હને આ કોકડું કેવળ કલ્પનાશક્તિ ઉપરથીજ ઉપજાવી કાઢેલું માલમ પડયું છે. છતાં જો એમાં અલ્પસ્વરૂપ પણ સત્યાંશ હોય, તો વાંચકવર્ગનું ધ્યાન ખેંચવા એ વસ્તુ મ્હેં અત્રે રજુ કરી છે.

પ્રભો ! મ્હારી અવશેષ આશાઓ આવીજ રીતે ભવિષ્યમાં પાર પાડે ! એ અભ્યર્થના સાથે સાષ્ટાંગ નમસ્કાર.

| | | |
|---|---|---|
| આગશર સુદિ પ્રથમા. | ભવદીયઃ—પુષ્પ. | વાડીફળીઆ, |
| | | પગથીઆ શેરી, |
| ૧૩-૧-૨૯. | ગમનલાલ હીરાલાલ બદામી. | સુરત. |

ॐ

...શ્રી...

# પૃથ્વીરાજ ચૌહાણ.

—:યાને:—

"હતભાગી હિન્દુસ્તાન."

પ્રયોજક:—શ્રી. "પુષ્પ"

## પુષ્પ:—૧લું.

"પ્રેમ—પત્રિકા."



"એમ નહી. જુઓ રાજકુમારી! આલાપને માટે તો વીણાનો આ સૂર પકડાય."

એકાન્તભુવનમાં સંયુક્તાને સંગીતનું શિક્ષણ આપતી કર્ણાટકીએ પોતાના હાથમાં વીણા લઇ ખરો સૂર બતાવ્યો. "જુઓ, એજ ચીજ હું વગાડી બતાવું. બરાબર ધ્યાન રાખીને જોજો. મ્હારા આંગળાં ક્યાં ક્યાં અને કેવી રીતે પડે છે? ચાલો જોઉં. તમે એની સાથે સાથે નૃત્ય—ગાન કરો, અને તાલ આપો.

સંયુક્તા નૃત્યને માટે ઉભી થઈ. કર્ણાટકીએ વીણાના તાર છોડી આલાપ આપ્યો. સંયુક્તાએ પગના ઠેકા સાથે કોકિલ કંઠે સંગીત ઉપાડયું.

[ સંગીત ]

જવા દે........જવા દે............જવા દે............હવે,
ઓ નાવિક ! ત્હારી હોડી...
ધીરે ધીરે જવા દે હવે...
જરા ધીરે જવા દે હવે...
નથી રે ઉતાવળ...નાવિક મ્હારે...ઘડી વ્હેલી...ઘડી મોડી,
એવડી ઉતાવળ...શી છે ત્હારે?...કરી રે રહ્યો...દોડાદોડી.
ઓ નાવિક ! ધીરે જવા દે હોડી...
અલ્યા ! ધીરે જવા દે હોડી...
ઓ નાવિક ! ધીરે જવા દે હોડી...જવાદે.
નથીરે આઘો હવે...સ્હામો કિનારો...સઢને નાખો...હવે છોડી,
પેલે પાર...જવાને માટે...વાર હવે—બહુ થોડી.
ઓ નાવિક ! ધીરે જવા દે હોડી !
અલ્યા ત્હારા...ઉરની...અધીરાઈ તોડી...જવાદે.
શંકાના પર...પોટા વ્હાલાં...નાખ હૃદય...થી ફોડી,
વિશ્વાસે હં...કારો વીરા...જીવ વિભુ...માં જોડી.
ઓ નાવિક ! ત્હારી જીવન–હોડી.



સંગીત અને નૃત્યની અહીંજ સમાપ્તિ થઇ. "બસ કરો હવે તો હું થાકી ગઇ. આવતી કાલે વધારે આગળ લેસન આપજો." કહી રાઠોડનરેશની એકની એક લાડકડી પુત્રી સંયુક્તા શ્રમિત થઇ

સેજ ઉપર પડી. શિક્ષિકા અને શિષ્યાની ભૂમિકા પૂરી થતાંજ ઉભય સહીઅરો સંસારની વાતે વળગી.

" કર્ણાટકી ! તમે દિલ્હી કેમ છોડયું વારૂ ? ત્યાં તમને ન ગમ્યું?"

" નહિ, દિલ્હી છોડવાની મ્હારી તો મુદ્દલ મરજી ન્હોતી. પરન્તુ વિધાતાના લેખ પાસે લાચાર."

" ત્યારે તમે દિલ્હીના નરેશને જોયા તો હશે ! નહિ વારૂ ?"

" અરે ! એઓ જાતેજ મ્હને ગુજરાતથી લઇ આવ્યા હતાને ! હું એમના અંતઃપુરમાંજ રે'તી હતી. સંયુક્તા બ્હેન ! તમારે મોઢે એ મહાપુરૂષનાં હું શા વખાણ કરૂં ? ખરેખર ! આખા આર્યાવર્તમાં જો કોઇ જવાંમર્દ હોય તો એ એકજ ! દિલ્હીસમ્રાટ પૃથ્વીરાજ ચૌહાણ."

" એવાં તે એ કેવાંક છે વારૂ !"

" એમના પરાક્રમના ગુણગાન તો તમે બહુ સાંભળ્યા હશે, પરન્તુ એમનાં સ્વરૂપ અને સ્વભાવ સાથે સદ્દગુણોનો ખ્યાલ તો એમના સહવાસ વિના નજ અનુભવાય. બ્હેન ! પૃથ્વીરાજ તે પૃથ્વીરાજ જ છે."

કનોજના અંતઃપુરમાં રાજકુંવરી સંયોગિતાને સંગીત તથા નૃત્યનું શિક્ષણ આપવાને બદલે કર્ણાટકી ઘણું ખરૂં પ્રેમનુંજ શિક્ષણ આપી રહી હતી. પૃથ્વીરાજ વિષે વિવિધ વાતો સંભળાવીને રાજકુમારીનું હ્રદય તેણે પરવશ કરી નાખ્યું.

જયચંદ્ર રાઠોડની માનીતી રાણી જુન્હાઇ તે સિંહલદ્વીપની પદ્મિની હતી. એને પેટેજ આ સંયોગિતા જેવી પુત્રી-રત્ને જન્મ ધારણ કર્યો હતો. પિતાને એકની એક એવી આ લાડીલી પુત્રી અત્યારે

ભરયુવાનીમાં મ્હાલી રહી હતી. એના સૌન્દર્યના વખાણ સારા ભરતખંડમાં થઇ રહ્યાં હતાં.

ભાઇ બાલુકરાયનો શોક શમ્યો, એટલે જયચંદ્રે વયમાં આવેલ પુત્રીનો સ્વયંવર રચવાનું શુભ મુહૂર્ત નક્કી કરી નાખ્યું. લગ્નની માંગલિક કુમ્ કુમ્ પત્રિકાઓ લખાઇ ચૂકી. મનોહર સ્વયંવર-મંડપ પણ તૈયાર થવા લાગ્યો.

કયમાસના પ્રાણ લેવડાવી દિલ્હીથી ન્હાસી આવેલી કર્ણાટકી કનોજના અંતઃપુરમાં શિક્ષિકા તરીકે ગોઠવાઇ ગયા પછી દિવસ જતાં રાજકુંવરીને અને એને ગાઢાં સખીપણાં થયાં હતાં. કર્ણાટકીએ રાજ કુંવરીને પૃથ્વીરાજ જેવા પરાક્રમી વીરની વાર્તા વાટે રઢ લગાડી હતી.

કર્ણાટકીને મોઢે દિલ્હીશ્વરના પરાક્રમો સાંભળી સંયુકતાના કુમારાં હૃદયપ્રદેશમાં પ્રેમાંકૂર ફુટી નીકળ્યાં. પૃથ્વીરાજની પ્રીતિએ એના હૃદયમાં ઘર કર્યું. આજ એકાંતમાં ઉભય સખીઓ એજ વાર્તાવિનોદ કરી રહી હતી.

" જો, ત્હારે જોવાં છે? જોવાં હોય તો બતાવું." કર્ણાટકીએ સંયુકતાને હસતાં હસતાં કહ્યું.

" અહીં બતાવશો?"

" હા...હા...અહીં...અહીં..."

" કેવી રીતે? બતાવ જોઉં!"

" શું આપશો?"

" તું માગે તે."

" હું તો બરાબર અર્ધોઅર્ધ ભાગ લઇશ, બોલો, છે કબૂલ."

" એમ તો એમ, ત્હારૂં મન રાજી. પછી કંઇ છે?"

" હ્યો, ત્યારે જુઓ. પણ જોજો ! તમારૂં દીલ ક્યાંક ઢળી ન પડે, એટલે પ્હેલેથીજ જરા સંભાળ રાખજો. તમારી કામણગારી કીકીઓને જરા વાર કાબુમાં રાખજો...નહિ તો..." કર્ણાટકીએ પોતાની કંચુકીના ગજવામાંથી પૃથ્વીરાજની ન્હાનકડી છબી કાઢી સંયુક્તાના હાથમાં મૂકી.

" આહા ! શું સુંદર સ્વરૂપ છે ?" સંયુક્તાથી એ જોતાંવાર જ બોલાઇ જવાયું.

" બસ કે ! લાવી દયો બા...પાછી..તમે તો એટલામાં જ લપસી પડયાં. આમ એકદમ આંખોનીયે ઓળખાણ વિના એમનેએમ ગળે પડવું સારૂં નહિ...હૉ..."

" કર્ણાટકી ! એક વખત મ્હને...એમની સાથે...તું ન મેળવે?" શરમાતાં શરમાતાં સંયુક્તાએ છેક પાસે આવી એના કાનમાં કહ્યું.

" ફરી બોલો જોઉં ? શું બોલ્યા ?"

" કર્ણાટકી ! વરીશ તો એમનેજ, નહિ તો આ જન્મ કુમારીકાજ રહીશ."

કર્ણાટકીએ સંયુક્તાના મોઢા ઉપર હાથ દાબ્યો. "બસ...બસ. બહુ થયું. તમારા બાપૂ જાણશેને...તો......"

" તો શું ? કર્ણાટકી !"

" આપણા બંનેના માથા સલામત નહિ રહે."

" હું પિતાજીને સમજાવીશ."

" આશા ન રાખો. બ્હેન ! તમારા પિતા એમના કટ્ટા શત્રુ છે. તેઓ તમને કદી પણ પૃથ્વીરાજ સાથે નહિ પરણાવે."

" કર્ણાટકી ! ત્યારે મ્હારે શું કરવું ? ઝેર ખાઇ મરી જાઇશ."

" શા માટે ? "

" તો તુંજ રસ્તો બતાવ. તું મ્હારી સખી છે ને ! "

" જુઓ. તમારા પિતાશ્રી તમારો સ્વયંવર કરવાના છે. તેમાં પૃથ્વીરાજનું અપમાન કરવા ખાસ એમનું એક દ્વારપાળનું પૂતળું ઉભું કરવાના છે. તમે એ પૂતળાને વરમાળા આરોપજો. "

" પણ દિલ્હીપતિ અહીં આવશે ? "

" ના. છતાં તમે એમને એક પત્ર લખો. પૃથ્વીરાજ પ્રેમના સાચ્ચા પરીક્ષક છે. તેઓ જરૂર આવી તમારી આશા પૂરી કરશે."

" પરન્તુ પત્રમાં શું લખવું ? મ્હને હજુ એવો પ્રસંગજ નથી પડ્યોને ! એટલે મ્હને તો કશુંય લખતાં નથી આવડતું. "

" લખવા માંડોને, એટલે એની મેળે આવડશે. બ્હેન ! એવી એવી વસ્તુઓ કાંઇ શીખવી શીખવાતી નથી. એ તો અનુભવની આવડત. સમય થતાં સ્વાભાવિકજ હૃદયમાં સ્ફુરે છે. "

" એમ કે ? "

" હં ! લ્યો હવે જલ્દી કરો. હું રાજ્યપુરોહિતને તેડી લાવું છું. ત્યાં સુધીમાં તમે તમારા...એ...ઉપર...સમજ્યાને ! એક ગાંડી ઘેલી પ્રેમ-પત્રિકા ચિતરી નાખો. " સંયુક્તાના ગુલાબી ગાલે એક મીઠી ચુમી મશ્કરીમાં ભરી લઇ કર્ણાટકી બહાર દોડી ગઇ.

રાજકુંવરી સંયુક્તાને એકલી છોડી કર્ણાટકી અંતઃપુર છોડી ગઇ. તે પછી પૃથ્વીરાજની છબીમાંથી પ્રેમ-બાણે ઘવાયલી શરમાળ રાજકન્યા ભવિષ્યના પ્રિયતમને પ્રેમ-પત્રિકા લખવા બેઠી. શાહીમાં કલમ બોળી. પણ..............

"આવું શું લખું? એ હસશે તો નહિ!" એવા એવાં ગાંડા ઘેલા વિચારો એના શરમાળ અંતરમાં એક પછી એક ઉભરાવા લાગ્યાં. છેવટે બે ત્રણ વાર પત્ર લખી ચીરી નાખ્યા પછી, એક વાર મન માન્યું. "હવે બરાબર છે. ઓહ્ણું! મશ્કરી કરશે તો! ભુલચુક હોય તો માફ કરજો, એમ લખ્યું છે ને!"

પૃથુને પત્ર લખી, કવરમાં બીડયો. ઉપર "દિલ્હીના પરાક્રમી સ્વામી પૃથુને પ્હોંચે." એટલા શબ્દો લખ્યા. ત્યાં તો કર્ણાટકી આવી પ્હોંચી.

" લાવો બ્હેન! લખી નાખ્યો કે!"

" હા............લે..............."

" વાહ્ રે! કેમ ન્હોતું લખતાં આવડતુંને? કેવું આવડયું? કોણે શિખવ્યું? ઓહો! બંધ પણ કરી દીધોને! ફોડીને વાંચવાની રજા છે કે?"

" એમાં તે વળી શું વાંચવાનું હોય?"

" અંતરની બે છાની વાતો."

" એમાં તો કાંઇએ છાનું નથી. તું કયાં નથી જાણતી? કોઇના ખાનગી કાગળ ન વંચાય. સમજી?" કહેતાંજ હસતી સંયુકતાએ કાન પકડી કર્ણાટકીના ગાલે ચૂંટી ખણી.

" ઠીક છે. એ તો હવે ખબર પડશે આ...રતાશ ઢાંકી નહિ રહી શકે...હોં!" કર્ણાટકીએ સ્હામો હસમુખે મોઢે સંયુકતાના સુરખીદાર ગાલે એક ધીમો તમાચો માર્યો.

પછી રાજ્યપુરોહીતને એ પ્રેમ-પત્રિકા પૃથ્વીરાજને હાથો હાથ પ્હોંચાડવાની સમજણ આપી પૂરતા પારિતોષક વડે ખુશ કરવામાં આવ્યો. પુરોહિત પત્રિકા લઇ વાને વેગે દિલ્હી જવા ઉડયો-ઉપડયો.

× × × ×

" બ્હેન ! બાપુ પધારે છે. " એવા દાસીના શબ્દો સાંભળતાંજ કર્ણાટકી " ત્યો બેસો. હવે અમે જઇશું. " કહી ત્યાંથી ચાલી ગઇ. જયચંદ્ર રાઠોડે પુત્રીના રંગમ્હેલમાં પગ મૂક્યો. સંયુક્તા હોંસભેર સ્હામી દોડી પિતાને બાઝી પડી.

" બ્હેન ! કેમ ? છે તો મજાહમાંને ? "

" આપની કૃપાથી મ્હારે હમ્મેશાં આનન્દજ છે, પિતાજી! "

" તું હમણાં શું કરતી હતી ? "

" કર્ણાટકી સાથે વાત. "

" શાની વાત ? "

સંયુક્તા આ જવાબ આપતાં શરમાઇ ગઇ. તેનું ચંદ્રવદન નીચું ઢળી ગયું. તેને ઉંચુ કરતાં જયચંદ્ર બોલ્યોઃ " એમાં શરમાવાનું શું છે ? કહી દેને કે લગ્નની. કેમ ખરૂં ને ? "

શરમાળ સંયુક્તા કશું ન બોલી. જયચંદે આગળ ચલાવ્યું. " સંયુક્તા ! મ્હેં ત્હારો સ્વયંવર રચ્યો છે, તેમાં દેશદેશના રાજાઓ આપણે આંગણે આવશે. બોલ! તું કોના કંઠમાં વરમાળ આરોપવાની છે?"

" મ્હને ગમશે એને વરીશ. "

" પણ એ સદ્‌ભાગીનું નામ ત્હારી હૃદય–પોથીમાં તો ક્યારનુંય નોંધાઇ ગયું હશેને ? "

" એવું કાંઇ નથી. પિતાજી ! મ્હેં હજુ એ વિષે કંઇજ વિચાર નથી કર્યો. "

" અરે ! એમ તે હોય કે ! લુચ્ચી ! ત્હારા પિતાને પણ છેતરે છે કે ? "

" પિતાજી ! હું તમને કહું. પણ તે એક શર્તે. "

"શી ?"

"તમારે એમાં અંતઃકરણપૂર્વક સંમતી આપવી."

"શા માટે નહિ ? મ્હારી પુત્રીનું સુખ એજ મ્હારૂં સુખ."

"તો જુઓ. મ્હારા હૃદય-સિંહાસને હું આ મૂર્તિને પધરાવવાની છું."

પૃથ્વીરાજ ચૌહાણની છબી નિર્દોષ અને નાદાન સંયુક્તાએ પિતાના હાથમાં ડરતાં ડરતાં મૂકી. પોતાના શત્રુની એ છબી જોતાંજ જયચંદ્ર રાતોપીળો થઇ ગયો.

"આ ! સંયુક્તા ! આને તું ત્હારો સ્વામી બનાવવા ઇચ્છે છે ?"

"બનાવવાનું હવે વળી બાકીજ ક્યાં રહ્યું છે ? બાપુ ! હું તો એમને ક્યારનુંય હૃદય-દાન કરી ચૂકી છું,"

"પણ એ કોણ છે ? તેની કંઇ ત્હને ખબર છે ?"

"હા. દિલ્હીના પરાક્રમી સ્વામી પૃથુરાજ ચૌહાણ."

"અને ત્હારા પિતાનો કટ્ટો શત્રુ. સંયુક્તા ! સંયુક્તા ! મ્હારી સગ્ગી દીકરી થઇને શું તું દુશ્મનનો હાથ ઝાલશે ? પુત્રીજ પોતાના પિતાનું નાક કાપી નાખશે. ?"

"પિતાજી ! પ્રેમ આંધળો છે, તેમજ પવિત્ર પણ છે. એ સ્નેહી અગર તો શત્રુને નથી જોતો.

પ્રવાહો પ્રેમના બાપુ ! વહ્યાં છે ત્યાંજ વ્હેવા દયો,
હૃદય બે એક થઇને જ્યાં રહ્યાં છે ત્યાંજ રે'વા દયો.
ઉમંગે લગ્નનો લ્હાવો મ્હને લેવોછ લેવા દયો.
ચહે જ્યાં દીલ ત્યાં મ્હારા હૃદયના દાન દેવા દયો.
વળી પડે છે પ્રેમના...અણધાર્યાં એ વ્હેણ,
અટકાવ્યાં અટકે નહિ, ઉલટાં વધતાં કેણ.

પિતાજી ! કદાચ એ આપના શત્રુ હશે ! પરંતુ મ્હારા શી રીતે ?"

"કેમ નહિ ? જયચંદ્રની પુત્રી તેના કટ્ટા વૈરીને મ્હાય, એ તેનાથી કદી નહિ ખમાય, નહિ જોયું જાય, મ્હારાથી એ અપમાન નહિ સહન થાય. સામંતો અને સરદારોના શબ્દબાણો મ્હારાથી નહિ સંભળાય. આ સંબંધ કોઇ કાળે પણ નહિ સંધાય, નહિ સફળ થાય."

"કેમ નહિ થાય ? પિતાજી ! થશેજ. તમે જોતા રહેશો, અને હું કરી બતાવીશ. પરણીશ તો એ પૃથ્વીરાજને જ, નહિ તો આ જીવનભર અખંડ કૌમાર્યવૃત્તનું જ પાલન કરીશ.

કીતાબો પ્રેમની લાખો ઉઘાડી વાંચી મ્હેં જોઈ,
નથી રોકી શક્યું કોઈ નહિ રોકી શકે કોઈ.
ઝરણુ નિર્મળ વહ્યું તે તો હવે હમ્મેશ વ્હેવાનું,
થઇ ચૂક્યું હૃદય ભીનું હવે (તે) ભીનુંજ રે'વાનું.
અહા એ ચીજ એવી છે ! મર્યા વિના ન મૂકાતી,
કરોડો યત્ન કરતાં પણ ન એ ભીનાશ સૂકાતી.
ભણકારાં એના થતાં...એજ સાદ ! એ નાદ !
છેલ્લા શ્વાસ સુધી રહે અમર પ્રેમીની યાદ.

તમે કહી રહ્યા. પિતાજી ! મ્હારે એ નરવીર સિવાય બીજા પુરૂષો હવે ભાઇ બાપ સમાન છે."

"ચુપ રહે. ન્હાને મોઢે વધુ બોલનાર નફ્ફટ અને બેશર્મ છોકરી ! પિતાની આજ્ઞા લોપતાં શરમાતી નથી ?"

"પુત્રીનું હિત ન જુએ, એ કઇ જાતના પિતા હશે વારૂ ? પોતે ધર્મ મૂકી, અન્યને તે પાળવાનો સદ્બોધ દેવો એનુ નામ શું ? એનો શો અર્થ ? પિતાજી ! પ્રેમમાં પ્રભુતાને સ્થાન ન હોય."

"બસ. ઝાઝી વાટાઘાટમાં ઉતરવા હું નથી માગતો. આવતી

કાલના સ્વયંવર માટે ત્હારે યોગ્ય તૈયારી કરી રાખવી. યાદ રાખજે, કે જયચંદ્ર જેટલા સારી રીતે લાડ લડાવી જાણે છે, તેટલીજ સમય આવે સ્વમાનને માટે શિક્ષા પણ કરવા નથી ચૂકતો. માટે ગાંડા ઘેલા વિચારોને તિલાંજલી આપી અન્ય કોઇના આંગણા પાવન કરજે, નહિ તો......"

" નહિ તો શું ? "

"રાતા રૂધીરના રંગથી મંગળ ચીરો રંગાઇ જશે,
સૌભાગ્ય-કંકણ ખૂદ મ્હારા હાથથી ભંગાઇ જશે,
મંડપ વિષે ને આંગણામાં લોહી-છોળો ઉડશે,
વિધવાપણાના વારિમાં સૌભાગ્ય ત્હારૂં બુડશે.
દરકાર થોડી છે પૃથુના દેવના પણ દેવની,
એ લગ્નની સાથેજ બસ ચિતા રચાશે બેઉની,

જો સાહસ કરીને એ અહીં આવશે, તો વૈર લેવું ઉલ્ટું અધિક ફાવશે. પરંતુ સંયુક્તા ! એની સાથેજ પછી ત્હારૂં ભવિષ્ય પણ અર્દ્ધું જોડાયલું રહેશે. માટે......"

"પિતાજી ! જો તમે મ્હારી ઇચ્છા વિરૂદ્ધ કંઇ પણ પગલું ભરશો, તો મ્હારૂં મોઢું પણ જોવા ફરી નહિ પામો, એટલું પણ ખાસ ધ્યાનમાં રાખજો."

"ઠીક છે. તો હુંય જોઇ લઇશ, કે મ્હારૂં ધાર્યું કેમ નથી થતું ? પૃથ્વીરાજ જેવાને નહી ગાંઠનાર આ જયચંદને મન ત્હને સીધી કરવી એ તો રમત વાત છે."

"એમ તો બાપુ ભૂલી જ જજો. હુંય વીર રજપૂતની પુત્રી છું."

"એમ ?"

"હા."

"તો હવે જોઉં છું, કે તું એનું-ત્હારા મનગમતાનું અર્ધાં-

ગનાપદ કેવી રીતે શોભાવે છે ?"

ક્રોધથી લાલચોળ બનેલા જયચંદે પૃથ્વીરાજની છબીને એટલુંજ કહેતાં ફાડી ફેંકી દીધી. એ ચીરા કાગળમાં ન્હોતા પડયા, બલ્કે સંયુક્તાના હૃદયમાં પડયા હતા. પ્હાડી ગર્જના કરી જયચંદે એક સેવકને બોલાવ્યો. "મ્હારી રજા સિવાય કોઇને પણ આ મ્હેલમાં આવવા તેમજ એમાંથી બ્હાર જવા દેવું નહિ. તેમ છતાં મ્હારી આજ્ઞાનું ઉલ્લંઘન કરે, તો એકજ ઘાએ તેનું શિર ધડથી જુદું કરવું." એવી ભયંકર આજ્ઞા આપી તે અંતઃપુર છોડી જવા દ્વાર પ્રતિ વળ્યો.

"પિતાજી ! પિતાજી ! આટલાં બધાં નિષ્ઠુર ન થાવ." સંયુક્તાએ નિર્દય પિતાના ચરણો અશ્રુભરી આંખે પકડી લીધાં.

"મ્હારી મરજી વિરૂદ્ધ વર્તનાર દીકરી ! તું મ્હારા દુશ્મનની મદદગાર બનવા માંગે છે ? તો બસ, દૂર થા. આ જયચંદ્ર પોતાના સંતાન કરતાં શત્રુને પ્હેલો જુએ છે. સ્નેહ કરતાં સ્વાભિમાનને વધુ રૂચે છે."

રાજકુંવરી સંયુકતાને લાત મારી જમીન ઉપર પછાડી જયચંદ્ર રોષમાં અને રોષમાં ત્યાંથી ચાલતો થયો. કર્ણાટકીએ આવી સંયુકતાનું માથું પોતાના ખોળામાં લીધું.

"બ્હેન ! રડો છો શા માટે ? કોઇનું ધાર્યું થનાર નથી, કેવળ ધરણીધરનું ધાર્યુંજ થશે. નાહકનો જીવ ન બાળો."

કનોજની રાજકુંવરી સંયુકતા ભરેલે હૃદયે સખી કર્ણાટકીને બાઝી પડી. પોતાનું માથું તેના ખભા ઉપર મૂકી તે રડી, રડાય એટલાં ઉભરાં ઠાલવી હૃદય હલકું કર્યું.

પવિત્ર પ્રેમને પંથે આવાં કેટલાંય કંટકો પથરાયાં હશે ! ભલા જરા એ તો કહો, એનો પાથરનાર કોણ ?

# પુષ્પઃ- રજું.

“ કર્ણાટકીની કટાર. ”



દિલ્હીના રાજ્યદરબારમાં કનોજના રાજ્યપુરોહિતે આવી સંયુક્તાની પ્રેમ–પત્રિકા પૃથ્વીરાજ ચૌહાણના હાથમાં મૂકી. “ દિલ્હીપતિ ! આ પત્ર કનોજની રાજકુમારી સંયુકતાએ પોતાના પિતાથી છાનો મોકલાવ્યો છે.” એટલું કહી પુરોહિતે આસન લીધું.

પૃથ્વીરાજે એ પ્રેમ–પત્રિકા ખોલી. માંહે મોતીના દાણા જેવા અક્ષરો નયનોને ઠારે એવી મરોડદાર રીતે આલેખાયલા હતા.

**દિલ્હીના પરાક્રમી સ્વામીની સેવામાંઃ—**

હું આપના દુશ્મનની પુત્રી છું, છતાં તન, મન સર્વસ્વ તમનેજ અર્પણ કરી ચૂકી છું. સ્વયંવરમાં હું આપના દ્વારપાળના પૂતળાને વરમાળ આરોપવાની છું. પોતાની લાજ વ્હાલી હોય, તો દિલ્હીપતિ કનોજ આવી આ કુમારિકાના હૈયાંની હોંસ પૂરી કરશે. નહિ તો પછી મૃત્યુ મ્હને આનંદથી વરશે. સમજુને વધારે શું લખવાનું ?

લી. તમનેજ હૃદયદાન દઇ ચૂકેલી એવી...

સ્નેહ–સેવિકા “ સંયુક્તા ”

પત્ર વાંચ્યો. પ્રમદા–પ્રેમી પૃથ્વીરાજનું દીલ ડોલી ગયું. સામંત અને સરદારોની સલાહ લઇને છૂપે વેશે તેણે કનોજ જવાનો નિશ્ચય કર્યો. ભવિષ્યની પ્રિયતમાના પત્રનો એવોજ ટુંકો પ્રત્યુત્તર તેણે લખી આપ્યો.

પ્રિય રાઠોડ–કુમારિકા !

ત્હારા પત્રથી પ્રેરાઈ હું છૂપે વેશે કનોજ આવી ત્હારા મનના કોડ પૂરીશ.

લી. ત્હારો ચિત્તનો ચોર,

" પૃથુ. "

પ્રત્યુત્તર લઈ પુરોહિત કનોજ પાછો ફર્યો. રાજકુમારીના મહાલયની આસપાસ સખ્ત ચોકી પ્હેરો છતાં કર્ણાટકીની ચાલાકીથી એ પત્ર તેણે સંયુક્તાને પ્હોંચાડયો. પ્રિયતમનો પ્રત્યુત્તર વાંચી સંયુકતા ગાંડીઘેલી થઇ ગઇ. સ્વયંવરની શુભ ઘડીની અને પૃથ્વીરાજના શુભાગમનની તે અધીર બાળા વ્હેલી વ્હેલી વાટ જોવા લાગી.

જ્યારે બીજી બાજુ પૃથ્વીરાજના દરબારમાં બહુમતિએ સંયુક્તાનું હરણ કપટથી કરી લાવવા,એવો ઠરાવ થયો કે:–"કનોજનો સ્વયંવર જોવા હજારો ભાટ જાય છે, તેની સાથે ચૌહાણરાયના ભાટ કવિ ચંદે પણ પૂર ઠાઠથી કનોજ જવું, અને પૃથ્વીરાજે કપટતંત્ર રચવા પોતાના એ સેવકના પણ સેવક થઇને એની સાથે જવું."

દિલ્હીથી ચૂંટી કાઢેલા અગીયાર હજાર રજપૂતોને લઈ ચંદ બારોટ કનોજ જવા નીકળ્યો. કનોજના દરબારમાં ચંદ બારોટની સાથે તેના ચંણુ ઉપાડનાર તરીકે પૃથ્વીરાજ પણ દાખલ થઇ ગયો.

ભારતનું ભવિષ્ય ચંદ આગળથી જાણતો હતો, એટલે એણે પોતાના સ્વામીને વધુ સમજાવવો છોડી દીધો.

ચૌહાણરાયની દુર્બુદ્ધિનું આ પ્હેલું પગલું હતું. કયમાસ જેવો પ્રધાન, અને ચામુંડરાય જેવો શુરવીર સેનાપતિ જો આ વખતે તેના સલાહકાર તરીકે હોત, તો આવી સેવકના સેવકનો સ્વાંગ લેવાની હલકી સલાહ તેને તેઓ કદાપી ન આપત. પરંતુ બનવા કાળ ! એટલે બન્યું. કવિ ચંદ ગમે તેવો પણ છેવટ બારોટ હતો, એટલે તેણે પૃથ્વીરાજને પોતાના જેવી હલકીજ દિશા બતાવી.

કનોજના દરબારમાં પ્રવેશતાંજ ચંદ બારોટે જયચંદ્રને શુભાશિર્વાદ દઇ તેના ગુણગાન ગાયા. જયચંદે ચંદની બહુ બહુ પરીક્ષા કરી, અને ચંદે પોતાની અપૂર્વ કવિત્વશકિતથી રાઠોડ નરેશને આંજી નાંખ્યો.

આખરે વાર્તાનું વ્હેણ પલટાયું. રાજાઓના યશોગાન ગાતાં ચંદે દિલ્હીપતિના પરાક્રમ એક પછી એક વર્ણવવા માંડયા. તેની આંખ કંઇક અભિમાનથી પાછળ બેઠેલા છદ્મવેશી પૃથ્વીરાજ ઉપર પડી. એક આછો પલકારો થયો, અને વ્હેમી જયચંદ્રની ચપળ આંખોએ એ જોઈ લીધો.

પોતાની પૂરેપૂરી ખાત્રી કરવા તેણે પોતાના એક સેવકને કહ્યું: “ રણવીર ! રણવાસમાં જઇ કર્ણાટકીને કહો, કે મહારાજ ત્હને યાદ કરે છે. માટે એક મુજરો થવા દે.”

પૃથ્વીરાજ ચમકયો. “ કર્ણાટકી દરબારમાં આવશે, અને પોતાને ઓળખી જઇ કદાચ વસ્ત્રનો છેડો માથા ઉપર ઓઢશે, તો પકડાઈ

જાઇશ.'' એ બ્હીકે તેણે ચંદ તરફ જોઇ આંખનો અણુસારો કર્યો. ચતુર ભાટે એનો એવોજ યોગ્ય જવાબ આપ્યો. જયચંદ્રનો વ્હેમ વળી આથી વિશેષ સજ્જડ થયો.

એટલામાં વિજળીનો ચમકારો કરતી નર્તકી કર્ણાટકી રાજ્ય દરબારમાં આવી ઉભી રહી. તેની પ્હેલીજ નજર પૃથ્વીરાજ ઉપર પડી. ચતુર ગણિકાએ એને ઓળખી લીધો. પોતાની પ્રતિજ્ઞાનુસાર એણે વસ્ત્રનો છેડો પોતાના ઉઘાડા રહેતા માથા ઉપર ઓઢયો. બરાબર એજ વખતે ચંદ બારોટે એને આંખની સંજ્ઞા કરી, દ્વિઅર્થી દુહો કહ્યો.

**"આંખોથી આઘું ગયું...પણ નહિ દીલથી દૂર,**
**સમય વિચારી ચાલવું...એનું નામ ચતૂર."**

* * * * *

[**ભાવાર્થ**:—હે કર્ણાટકી ! ત્હારૂં પૃથ્વીરાજ સાથેનું સ્નેહ--સગપણ ભલે આંખોથી અળગું ગયું હોય, પરન્તુ દીલમાંથી એ દૂર ગયું નથી. તો પછી હે ચતુરા ! જરા સમય વિચારીને ચાલજે.]

× × × × ×

"બારોટ ! એ શું બોલ્યા ?" જયચંદ્રે પૂછ્યું.

"રાઠોડ નરેશ ! આ દુહાનો અર્થ એવો થાય છે, કે હે કર્ણાટકી ! તું દિલ્હીમાં હતી. તે પછી આજ બહુ લાંબે વખતે ત્હારૂં અનુપમ સૌન્દર્ય મ્હેં પાછું જોયું. એટલે કે:-એ ભલે આંખોથી આઘું ગયું હોય, પરન્તુ દીલથી દૂર ન્હોતું ગયુ. આજે તે સ્મરણ ફરી પાછું થઇ આવ્યું છે, તો હવે ચતુરની એજ રીત છે, કે તેણે સમય વિચારીને ચાલવું. અર્થાત્ જ્યાં હોઇએ, ત્યાંજ સંતોષ માનવો. ભૂતકાળની વાત અને સ્નેહ ફરી તાજાં ન કરવાં."

"શાબાશ, બારોટ ! શાબાશ." જયચંદ્રે બારોટના આવા સુંદર અર્થથી એને ઉલ્ટી શાબાશી આપી. પણ ચતુર ચતુરા કર્ણાટકી

એનો ખરો અર્થ સમજી ગઈ. તેણે માથે ઓઢેલો અમ્બરનો છેડો પુનઃ ઉઘાડી નાખ્યો. વ્હેમી જયચંદ્ર પોતાની શંકાનું સમાધાન કરવા ઉભો થવા જતો હતો, ત્યાં તેના આ વર્તનથી વિચારમાં પડી જઇ તે પુનઃ બેસી ગયો. તેણે તુર્તજ કર્ણાટકીને પ્રશ્ન કર્યો:

"કર્ણાટકી ! પૃથ્વીરાજ સિવાય અન્ય કોઇ પણ પુરૂષને જોતાં તું માથે ઓઢતી નથી. તો કોઈ દિવસ નહિ, અને આજેજ કેમ માથું ઢાંકયું ?"

ગણિકાની ચતુર જાત ! એના બુદ્ધિ–ચાતુર્યનું શું પૂછવું ? નીચા નમી વંદન કરી મંદ મંદ મલકાતે મુખડે. તે બોલી "અન્નદાતા ! પૃથ્વીરાજને જોઈ હું માથે ઓઢું છું, અને આ દરબારમાં પૃથ્વીરાજના ભાટ ચંદ બારોટ એમના જમણા હાથ, અરે જમણા અંગ જેવા છે. એટલે એમના માનને ખાતર મ્હેં જરા વાર ઓઢયું, અને પાછું તુર્ત કાઢી નાખ્યું."

"બરાબર છે, મહારાજ ! અને એટલા માટેજ મ્હારે આ દુહો પણ કહેવો પડયો."

"હશે ! કર્ણાટકી ! હવે તું ત્હારે નૃત્ય-ગાનનો આરંભ કર."

"જેવી આજ્ઞા."

[ ગાયન ]

કર્ણાટકી—

પ્રભુજી ! પ્રેમનું વિશ્વ બનાવો,
હવે એક પ્રેમનું વિશ્વ બનાવો.

પ્રેમના પુરૂષો...ને પ્રેમની પ્રમદા...પ્રેમના પ્રાણી સરજો,
પ્રેમની પૃથિવી. (પર) પ્રેમની સરિતા, (માં) પ્રેમના પાણી ભરજો.
બધે બસ પ્રેમના બીયાં વાવો...પ્રભુજી

પ્રેમની કુદરત ! પ્રેમની માયા ! પ્રેમની કાયા રચાવો,
પ્રેમની વાડીમાં...પ્રેમના પુષ્પો...પ્રેમની મ્હેંક મચાવો.
અને વળી પ્રેમના વાયુ વહાવો...પ્રભુજી.
પ્રેમના પૈસા ! ને પ્રેમના ભોજન ! પ્રેમની વૃષ્ટિ ને વસ્ત્રો,
પ્રેમના રાજ્યો ને...પ્રેમની રૈયત...પ્રેમની સૃષ્ટિ ને શસ્ત્રો.
બધે બસ પ્રેમના ગાન ગજાવો...પ્રભુજી.
પ્રેમની તિથિ, ને પ્રેમના મહીના, પ્રેમના વરસો ગણીએ,
સૃષ્ટિ નવી એક...એવી સર્જો (જેમાં) પ્રેમના ભણતર ભણીએ.
બધે બસ પ્રેમના સ્થંભ ચણાવો...પ્રભુજી.
પ્રેમના ચિત્રો ! ને પ્રેમના કાવ્યો, પ્રેમની પોથી લખાવો,
પાને પાને...એમાં પ્રભુજી ! પ્રેમનું નામ નખાવો.
કળા—કારીગરી પ્રેમી કરાવો...પ્રભુજી.
પ્રેમના મંદિર (માં) પ્રેમની પ્રતિમા...પ્રેમના પૂજન કરીએ,
પ્રેમના જીવન, પ્રેમના મૃત્યુ, પ્રેમને પંથ વિચરીએ.
બધે બસ પ્રેમની જ્યોત જગાવો...પ્રભુજી.
પ્રેમનગરમાં...અન્ય કશું ના......પ્રેમના વૃક્ષ દટાવો,
પ્રેમ—સળી લઇ...પ્રેમાત્મામાં...પ્રેમ—દીપક...પ્રકટાવો.
બધે પટ પ્રેમ તણો પથરાવો...પ્રભુજી.
પ્રેમના ગુંજન, પ્રેમના સંગીત...પ્રેમના નૃત્ય નચાવો,
રે'વા જવું છે...મ્હારે હવે ત્યાં...કોઇ મ્હને લઇ જાવો.
અજબ એક પ્રેમનું વિશ્વ બનાવો,
અલૌકિક પ્રેમની સૃષ્ટિ સુહાવો.



નૃત્ય–ગાન પૂર્ણ થતાંજ વાદ્ય વાદ્યના ધ્વનિ વચ્ચે પારિતોષિક સાથે નર્તકીને રજા મળી, એટલે પછી દરબાર વિખાયો. પરન્તુ જય-ચંદના મનની શંકાનું સમાધાન જોઇએ તેવું હજુ ન્હોતું થયું. તેની ધારેલી ધારણા સિદ્ધ ન થતાં અકળ ગઇ. એકાન્તમાં પોતાના એક વિશ્વાસુ સેવક નામે રાવળ કોટવાળને બોલાવી તેણે કહ્યું: "સોજાત! મ્હને બારોટ તથા તેની સાથે આવનાર પેલા ચંબુવાળા ઉપર શક જાય છે, માટે તમે એની ઉપર જરા ધ્યાન રાખજો."

× × × ×

મધ્ય રાત્રીને વખતે ચંદ બારોટને ઉતારે જયચંદનો ગુપ્તદૂત છુપી બાતમી મેળવવા કાળું વસ્ત્ર ઓઢી ભૂતની માફક આમતેમ આંટા મારી રહ્યો હતો. એજ વખતે તેની નજર ચુકાવી ત્યાંથી એક માણસ પસાર થઇ ગયો. એજ આપણી નવલકથાનો નાયક પૃથ્વીરાજ ચૌહાણ.

સંયુકતાના એકાન્ત અંતઃપુરને પાછલે માર્ગે પોતાની ઘોડી થોભાવી, એ અભય વીર મ્હેલમાં ઘૂસ્યો. દરવાનને ઠાર કરી એક સેવકના સ્વાંગમાં એ રાજ્યકન્યાના શયનખંડમાં આવી પ્હોંચ્યો.

આ વખતે સંયુકતા અને કર્ણાટકી ' આવતી કાલે થનાર સ્વયં-વરમાં દિલ્હીપતિ આવશે કે નહિ ? ' એ વિષય ચર્ચી રહ્યાં હતાં. ત્યાં તો કર્ણાટકીએ આવી પૃથ્વીરાજને દરબારમાં પોતે નજરોનજર જોઇ આવ્યાની વાત કહી. અધીરી કુમારીકાનું હૈયું હવે હાથ ન રહ્યું. તે હવે પ્રેમીના મીલનની શુભ ઘડીની વાટ અધીરી આંખે જોવા લાગી. પ્રેમીના વિચારમાં તલ્લીન થયેલી કુમારીકાને ઉંઘ ન આવતાં, તેણે કર્ણાટકીની પાસે પોતાની વીણા મંગાવી. એની સાથે પોતાનો કોકિલ કંઠ મેળવી રાજકન્યાએ સુરીલું સંગીત છોડયું.

[ ગાયન ]

સંયુક્તાઃ—કોઇ કહે છે ડંખ એનો છેક ખૂરો છે,
કોઇ કહે છે સ્વાદ એનો બહુ મધૂરો છે.
પણ એ વિષયમાં કોઇનો નિર્ણય ન પૂરો છે.
સહુનો અનુભવ સાંભળ્યો તો પણ(એ પ્રશ્ન)અધૂરો છે.
કોઇ કહે છે ઝેર તો કોઇ કહે કે લ્હેર છે,
રસમાં નહિ પણ ચાખવાની રીતમાં એ ફેર છે.

સાચું તો સ્વાદ લીધે સમજાય...
ઉખાણું અનુભવથી એ થાય...

કંઇ કેટલા કે' છે કે એને...આંખ મુદ્દલ છેજ નહિ,
દિન રાત એકજ ધ્યાન !...દુનિયામાં કશું દેખેજ નહિ.
કોઈ જણાવે ઝેર તો...વળી કોઇ જાદુઇ મોહીની,
મ્હારે ગળે ઉતરે નહિ...પણ વાત એમાં કોઇની,
છે આંધળો, દેખે...છતાં એ દિવ્ય અંતર-આંખથી,
માનો તો એને સર્વ છે...માનો નહિ તો કંઈ નથી.

વીરલ વિભૂતીથી એ લ્હાણ લૂંટાય,
કાયર તો અંધારેજ કૂટાય...

ગાંડા બનાવે છે જરા...એ એક એની ઘેલછા,
હૈયાં અધીરાં બાળવામાં...બહુ પડે એને મઝા.
આરંભમાં કડવાસ એના...અંતમાં મીઠાસ છે,
કંટક-પથારી, પુષ્પ-શય્યા...ઉભય એમાં વાસ છે.
જેમાં અચલ વિશ્વાસ છે...તેમાંજ પાછો વ્હેમ છે,
નથી રૂપ, કે નથી રંગ...એવો સર્વવ્યાપી પ્રેમ એ.

પુનિત જળ એના વિશ્વે વહાય.
એમાં કોઇ વીરલ વિભૂતી ન્હાય.
જે જે એને પાર તરીને જાય,
જગત ગુણગાન તે તેના ગાય.
વિકટ એ પંથ અતિ કહેવાય,......................
............તરાય...ડૂબાય...જીવાય...મરાય...સાચું.

---

ગાયન પૂરૂં થતાંજ વીણા કર્ણાટકીના હાથમાં આપતાં આળસ ખાતી રાજકન્યા બોલી: "બળ્યું ! આજ તો કાંઈ ગાવુંયે ગમતું નથી. બગાસાં ક્યારનાય આવે છે, છતાંય આંખ ઘેરાતી નથી."

"બ્હેન !..........."

કર્ણાટકી સંયુક્તાની મીઠી મશ્કરી કરવા જતી હતી, ત્યાં તો ઝરૂખામાંથી એક કદાવર વ્યકિત એ ઓરડામાં કૂદી પડી. કર્ણાટકીએ વીરતાપૂર્વક સાડીમાંથી કટાર ખેંચી કાઢી, પણ બિચારી સંયુક્તા તો બાપડી સજ્જડ બ્હીધી. તે તો કર્ણાટકીને પડખે ઉભી રે'વા દોડી. ચીસ પાડવા માટે તેણે મોઢું પહોળું કર્યું.

ત્યાં તો ચાલાક ચોરે એકદમ આવી એના મોઢા ઉપર પોતાનો પ્રચંડ બાહુ દબાવી દીધો. બરાબર આજ વખતે કર્ણાટકીએ કટાર તેની છાતીમાં મારવા ઉગામી.

"તું કોણ છે ?"

"શાન્ત થા. બહાદુર રમણી ! તમે જેની રાહ જોઇ રહ્યા છો, તેજ હું દિલ્હીપતિ પૃથ્વીરાજ."

કાળો નકાબ દૂર થયો. કર્ણાટકીની કટાર જમીન ઉપર સરી પડી. પૃથ્વીરાજને જોતાંજ તે પાલવ માથે ઓઢી ઝટપટ પાસેના

ખંડમાં ચાલી ગઇ. સંયુક્તા અને પૃથ્વીરાજ ઉભય પ્રેમીઓ ત્યાં એકલાં પડયાં.

રાજકન્યાની બ્હીક હવે ભાંગી ગઇ હતી, પરન્તુ લજ્જાનો ભાર દશ ગણો વધી ચૂકયો હતો. છેવટ શર્મનું તાળું પૃથ્વીરાજે સ્નેહ–ચિહ્નરૂપી ચુમીના ચાવીથી ઉઘાડી સંયુક્તાનો સુકુમાર હાથ પોતાના હાથમાં લીધો. પ્રેમપૂર્વક પોતાના કંઠમાંની બહુમૂલ્ય મોતીની માળા તેના કંઠમાં પ્હેરાવી દીધી.

પછી શું ? અધીરા હૃદયો મળ્યા, ભેટયાં. પ્રેમની ગોષ્ઠિઓ અને ગમ્મતો થઇ. કર્ણાટકીએ આવી ઉભયના ગાંધર્વલગ્ન કરી નાખ્યા. સંયુક્તાને હૃદયદાન દઇ પૃથ્વીરાજ પોતાને ઉતારે પાછો વળવા ચાલતો થયો.

તેના ગયા પછી ઝરૂખા આગળથી સંયુક્તાને અંદર ખેંચી લાવી કર્ણાટકી બોલી: "બ્હેન ! હવે એ તો ગયા. શું જુઓ છો ? બહુ ન જુઓ. નહી તો આંખો દુખશે. ઇશ્વર કરેને એક વખત એમને ધરાઇ ધરાઇને જોવાનો વખત આવે."

"ત્હારૂં બોલ્યું ફળે, સખી !"

"હેં પણ બ્હેન ! એ લુટારૂ આવ્યો હતો, તે કંઇ લુટી તો નથી ગયોને? તમારૂં કંઇ ખોવાતું તો નથીને !"

"કોણ જાણે બા !" સંયુક્તાએ રીસાઇને જવાબ દીધો.

"કર્ણાટકીએ આમતેમ તપાસતાં તપાસતાં રાજકન્યાના હૃદય ઉપર હાથ મૂકયો. "હાયરે...બ્હેન ! આ શું ?"

" શું છે ?" સંયુક્તા ચમકીને બોલી.

"તમે તો ગજબ કર્યો. હું બાપુને હમણાજ જઇને ખબર આપું છું, કે બ્હેનના મ્હેલમાંથી..."

"પણ શું ?"

"આ ઝવેરાત ચોરાઇ ગયું"

"એ તું શું બોકે છે? ચોર કેવો ! ને વળી ઝવેરાત કેવું ! "

"બતાવું ? "

"હા. હા. વળી એમાં તે વાર શી ? "

"તો તમેજ બતાવો, મ્હારી સખી સંયુક્તાનું દીલ મ્હેં આ પેટીમાં (તેની છાતી ઉપર હાથ મૂકીને ) એવું તો મજબુત બંધ કરીને મૂક્યું હતું...પણ...તે...અત્યારે...નથી."

" ચાલ...ચબાવલી..."કહેતાંજ રાજબાંળા બીજા ખંડમાં દોડી ગઇ.

* * * *

આ બાજુ પૃથ્વીરાજ ચૌહાણને પોતાને ઉતારે પાછા વળતાં પ્હેલાં કનોજના એક ગુપ્તદૂતે જોઈ લીધો. ઉભય વચ્ચે ઝપાઝપી થઇ. જેમાં એ અભાગી પુરૂષ પૃથુને હાથે માર્યો ગયો.

× × × ×

પ્રાતઃકાળે સ્વયંવરની તૈયારીઓ થઇ ચૂકી. જયચંદ્રના કહેવડાવવાથી એક દાસીએ અંતઃપુરમાં જઇ રાજકુમારીને દરબારમાં આવવાની ખબર આપી. ઘુંઘટથી પોતાના શશિવદનને આચ્છાદિત કરી પ્રિય સખી કર્ણાટકીનો એક હાથ પોતાના હાથમાં લઇ બીજા હાથમાં પુષ્પહારની પુણ્યપવિત્ર વરમાળા સાથે એ સ્વર્ગીય સ્વરૂપા સંયુક્તા દરબારમાં મદમસ્ત યુવા હાથણીની માફક ડોલતી ડોલતી આવી પ્હોંચી.

રાઠોડના ભાટે એકેએક રાજાના યશોગાન ગાઇ કુંવરીને તેમની ઓળખાણ કરાવી. તમામના મોઢા તરફ આછા ઘુંઘટમાંથી જોતીજોતી રાજકુમારી દરબાર-દ્વારે ગોઠવેલા પૃથુના પૂતળા સમક્ષ જઇ પ્હોંચી.

નીચા નમી, તેણે વરમાળા તેના ગળામાં આરોપી દીધી. તેને પોતા
પતિ તરીકે સંબોધી ઘુંટણીયે પડી. આગળથી ચેતેલા જયચંદ્ર રાઠોડ
આંખ પુત્રીના હાથ ઉપરજ હતી.

વૈરથી બળતી આંખે તે તરતજ તરવાર તાણી પુત્રી
શુદ્ધ ઠેકાણે લાવવા પૂતળા તરફ ધસ્યો. શંકાને લઇ તેણે આગળથી
અગમચેતી વાપરી સંપૂર્ણ સાવધાની રાખી હતી. કેટલીયે સમશે
જયચંદ્રના ઉભા થવાની સાથેજ મ્યાનમુક્ત થઇ. પરન્તુ એક
વ્યક્તીએ એ બધી સમશેરોને ઓચીંતી અટકાવી દીધી. અને
સંયુક્તાની વીર સખી ગુજરાતની પ્રખ્યાત કલાવન્તી કર્ણાટકી !

સાડીમાંથી તેજસ્વી કાતીલ કટાર ખેંચી કાઢી તે વિકાળ સ્વરૂ
રહામી થઇ. "ખબરદાર ! તમારામાંથી જો કોઇ એક પણ ડગ
આગળ ભરશો, તો આ કટાર છૂટી છાતીમાં મારી તેની છાતી વિ
નાખીશ. માટે જેને પોતાના જીવનની કિંમત ન હોય, તેજ આગ
આવે. બાકીના થોડીવાર એટલેજ થોભે."

સવાસો શૂરાની સમશેરો જોતજોતામાં સ્થંભી ગઇ. એ દરમ્યા
સંયુક્તાની સાડીમાંથી પણ તેજસ્વી કટાર બહાર નીકળી ચૂકી હત
પૃથ્વીરાજને આત્મસમર્પણ કરી ચૂકેલી રાજકુમારીએ તે પોતાના પેટ
ઘોંચવા ઉંચી કરી. તે ગર્જી "બાપૂ ! મ્હને જો જીવતી જોવા માગતા હે
તો એટલેજ રહેજો. નહી તો...તમારા હાથમાં મ્હારી..."

એક અક્ષર તેના મોઢામાંથી આગળ સરે, તે પ્હેલાં તો ન
થનગન થનગન ઘોડીને કુદાવતો એક વીર ઘોડેસ્વાર આવી પ્હોંચ્યે
સંયુકતાના કોમળ બદનને તેણે એક આંચકો મારી, ફૂલની મા
ઉંચકી ઘોડા ઉપર ખેંચી લીધું. ચપળ અશ્વ વિજળીને વેગે આકાશ

ઉડયો. સવાસો સમશેરો હવામાં ઉંચી થઈ રહી. સવાસો થાંભલાઓ જડવત્ બની જોતાંજ રહી ગયા.

આંખ મીંચીને પાછી ઉઘાડીએ, એમ એક પલકારામાં આ અદ્ભુત ઘટના બની ગઇ. એક સેવકના ભોગે જયચંદ્રે કર્ણાટકીને હડસેલી કાઢી, પોતાનો રસ્તો મોકળો કર્યો. "એજ પૃથ્વીરાજ ! પકડો, દગો." એટલા શબ્દો બોલી જયચંદ્ર રાઠોડે પોતાના સામંત, સરદારો, તથા પધારેલા રાજાઓને તેની પાછળ પડવા સખ્ત આજ્ઞા ફરમાવી દીધી. આ ધમાલમાં કર્ણાટકી ઉપર કોઇનું ધ્યાન ન રહ્યું. જીવ બચાવવા એ વીરાંગના પોતાની ફર્જ અદા કરી કયાંક અદ્રશ્ય થઇ ગઇ.

" જે મ્હારી પુત્રીને જીવતી પકડી લાવશે, તેનેજ હું મ્હારો જમાઇ કરીશ." કહી જયચંદ્રે સામંતોને બહુ બહુ ચઢાવ્યા, પણ સર્વ મ્હેનત વ્યર્થ ગઇ. ચંદ બારોટના ઉતારાને ઘેરી લેવામાં આવ્યો. ત્રણ લાખ કનોજીયા લઇને રાવણ-કોટવાળ પૃથ્વીરાજને પકડવા તેની પૂંઠે પડયો. અગીયાર હજાર ચુનંદા ચૌહાણ વીરો લઇને કન્હ ચૌહાણ એની સ્હામે રણે ચઢયો. પૃથ્વીરાજનો બાહોશ વીર ગોવિન્દરાય આ યુદ્ધમાં અમર નામના થાય એવો રણરંગ ખેલી અંતે રણમાં સૂતો.

પાછળ કનોજનું બેશુમાર સૈન્ય તીડના ટોળાની માફક આવી રહ્યું હતું, જ્યારે આગળ પૃથ્વીરાજ ચૌહાણ સંયુકતાનું હરણ કરી દિલ્હીના દરબારમાં પ્હોંચવા પૂરપાટ અશ્વ દોડાવી રહ્યો હતો. સંયુકતાની ચુંદડીનો પાલવ અશ્વના અસીમ દોડવાના વેગને લીધે ચૌહાણોના વિજયધ્વજની માફક હવામાં ફરફરી રહ્યો હતો.

*એકજ અવાજ ! એ "જાય ! એ દેખાય ! દોડો ! પકડો."*

# પુષ્પઃ—૩જું.

"એ તેજ વચનબાણ !"



વીર ચામુંડરાયને કારાગૃહવાસી બનાવનાર ચંદ પુંડિરને આ યુદ્ધમાં તેના કર્મનો યોગ્ય બદલો મળી ચૂક્યો. કનોજના ધસી આવતા બળવાન સૈન્યે તેની આહૂતિ સૌથી પ્હેલીજ લીધી.

પરમાર વીર કહેર કંઠિરે સંયુક્તાને હસ્તગત કરવા પૃથ્વીરાજની પાછળ પોતાની પાણીદાર અને વેગવતી ઘોડી મારી મૂકી. શત્રુના ટોળાને ભેદી એ વીરનર પૃથ્વીરાજની છેક લગોલગ આવી પ્હોંચ્યો. પાસે આવતાંજ તેણે પોતાના ધનુષ્યની કમાન દોડતી ઘોડી ઉપરથી ઉછળી બહાદુરીપૂર્વક એ વર-વધુના કંઠમાં ભરાવી દીધી.

જેમ પરાક્રમી પૃથ્વીરાજ ઘોડા ઉપરથી ઢળી પડે એમ ન્હોતો, તેમ તેના અશ્વની પૂંઠે ઘસડાતો કહેર કંઠિર પણ પડેલું ધનુષ્ય જાન જતાં પણ છોડે એમ ન્હોતો. આ વખતે વીરાંગના સંયુક્તાએ સમયસૂચકતા વાપરી, પોતાના સુકોમળ કંઠની આસપાસ ઘસાતી એ કમાનની દોર પોતાના નાજુક દાંતો વડે બહુજ ચાલાકીથી કરડી નાખી. દિલ્હીનો આથમતો સૂર્ય ખરી અણીને પ્રસંગે બચી ગયો. ધનુષ્યની દોર તૂટતાંજ કહેર કંઠિર એક જબરજસ્ત પછાડ ખાઇ નીચે જમીન ઉપર પછડાયો.

ત્રીજા પ્રતિબંધ ઉપર ચોરંગી ચૌહાણનો પુત્ર આતતાઇ* પૃથ્વીરાજને આગળનો રસ્તો મોકળો કરી આપવા પ્રચંડ સૈન્ય લઈ ઉભો હતો. કહેર કંઠિર અને આતતાઇ "ધન્યવાદ"નો ઉદ્દગાર મુખમાંથી બ્હાર પડાવે એવું યુદ્ધ રમ્યા. હારજીતની બાજી ખેલતાં આ ઉભય વીરો પરસ્પરની સમશેરથી કપાઇ ધારાતિર્થની રૂધિરભૂષિત ભૂમિમાં ચીર નિદ્રા લેવા હસ્તે મોઢે સૂતા. ઇંદ્રલોકની અપ્સરાઓ એમના આત્માને વિમાનમાં પધરાવી ઉંચકી ગઇ.

ત્રણ દિવસ અને ત્રણ રાત કનોજનું સૈન્ય પૃથ્વીરાજની પૂંઠે એકે શ્વાસે પડયું. જ્યારે દિલ્હી એકજ મજલ દૂર રહ્યું, ત્યારે પૃથ્વીરાજ ચૌહાણનો કાકો કન્હ ચૌહાણ એક વીરને છાજતી રણશય્યા ઉપર છેલ્લી ઉંઘ લેવા સૂતો. જયચંદ્રના એક લાખ માણસનો કચ્ચરઘાણ કાઢયા પછી એ વીર વનરાજે દેવલોકના દ્વાર ઠોક્યા.

*રાસામાં એમ લખેલું છે કે:—જન્મ વખતે આતતાઇ પુત્ર નહિ, પરન્તુ પુત્રી હતો. પ્રસુતિગૃહમાંથી "પુત્રી આવી"એમ ચોકખું કહેવડાવવામાં આવ્યું, છતાં ચોરંગી ચૌહાણે મ્હોટમ્ મેળવવા ખાતર એ વાત દાબી રાખી પોતાના નગ્રમાં પુત્રજન્મનો ઉત્સવ ઉજવ્યો. છોકરીને છોકરાના વેશમાં ઉછેરી એણે કરાય એટલી મ્હોટી તો કરી,પરન્તુ યુવાનીને આંગણે પગ મૂકતાંજતેનામાં કાન્તાના ભાવ અને કુદરતી સ્ત્રીત્વના ચિહ્નો પ્રકટવા લાગ્યાં. 'હવે આ વાત તે કયાં સુધી છાની રહેશે'?એમ વિચારી છેવટ પોતાની આબરૂ સાચવવા ખાતર શંકરના મંદિરમાં પિતા પુત્રવેશી પુત્રીનો ભોગ આપવા રાત્રીને સમયે તેને લઇ ગયો.સમજુ કન્યાની આંખમાંથી એ વેળા આંસુની ધારા છૂટી. કહેવાય છે, કે એ કરૂણ દશ્ય અને આંસુ નિહાળતાં દેવને દયા આવી, એટલે તેઓએ પ્રત્યક્ષ દર્શન દઈ ચૌહાણના વંશની લાજ રાખી. પુત્રી હતી તેને પુત્ર બની ગયો. અને તેજ આ આતતાઇ ચૌહાણ. એ પૃથ્વીરાજનો એક વીર સામંત હતો.

જ્યારે ચૌહાણુનો એકકે આરો અવશેષ ન રહ્યો, ત્યારે પૃથ્વીરાજે પોતાના ભાણેજ *અલ્હન પડીહાર પ્રતિ કંઇક આશાભરી આંખે જોયું. એટલે ભાણેજ મામાની મતલબ સમજી જતાં ખુલ્લી સમશેરે ગર્જ્યો: "મામા! માત્ર મસ્તકજ તમારાં નથી, પણ તમારા અન્નથી પોષાયલી આ આખી કાયા પણ તમારીજ છે. આજ હું મ્હારા અહોભાગ્ય માનું છું, કે આપના મશ્કરીમાં બોલાયલા બોલનો બદલો વ્યાજ સુદ્ધાંત ભરપાઈ કરવાની ધન્ય ઘડી પ્રભુએ મ્હને બક્ષી છે." *

પૃથુ પોતાના ભાણેજના આ તીખા અને માર્મિક શબ્દોનો ભાવાર્થ સારી રીતે સમજી ગયો. તે બોલ્યો "ગાંડા! અત્યારે એવી નજીવી વાતો અને મ્હેણાં સંભારવાનો વખત નથી. એ તો મશ્કરીની વાત હતી, જ્યારે આ તો મુદ્દાની વાત છે."

"છતાં પણ હું હજુ એ પ્રસંગ નથી ભૂલ્યો. મામાશ્રી! આટલું ખૂબ યાદ રાખજો, કે જ્યાં સુધી આ મ્હારૂં મસ્તક ભુમિ

* પૃથુનો આ ભાણેજ ન્હાનપણમાં એક વખત કેશ (વપન) કપાવી રહ્યો હતો, તે વેળા મામા–પૃથ્વીરાજે આવી એના બોડકા માથામાં કેવળ રમુજને ખાતર ટચલી આંગળી વડે એક ટકોર મારી.

સિંહણનો વીર સંતાન તેજ પળે તરવાર તાણી મામાની સ્હામે થઈ ગયો. તેજ વખતે "ભાણા! મ્હારૂં અન્ન ખાય છે, એટલે માથું મ્હારૂંજ છે. સમજ્યો?" એવાં પૃથ્વીરાજના બોલે તેને નીચું જોવું પડયું. પરન્તુ મામાના એ અન્નનો બદલો ભવિષ્યમાં બરાબર વાળી આપી, પુનઃ એ બોલ યાદ કરાવી આપવા તેણે તેજ વખતે મનમાં ગાંઠ વાળી.આજ પણ એ પ્રસંગ એની જીભને ટેરવે રમી રહ્યો હતો. ન્હાનપણના એ બોલ હજુ એના હૃદયમાં તીરના વાગ્નજ ઘાની માફક કોતરાઇ રહ્યા હતા.

ઉપર નહી મૂકો, ત્યાં સુધી તમારો ભાણેજ કદી પણ રણમાં (પડનાર) પોઢનાર નથી. લ્યો, આ તમારૂં (મ્હારૂં) માથું લેતાં જાવ. ”

તરવારના એકજ ઝટ્કે ભડવીર ભાણેજે પોતાનું મસ્તક કાપી મામાના હાથમાં મૂક્યું. પૃથ્વીરાજે એ વીરનું માથું લઇ ઘોડો મારી મૂક્યો. શું કરે ? અશ્રુ વહાવવાનો, આશ્ચર્ય બતાવવાનો, અગર તો વિચાર કરવાનો આ વખત ન્હોતો !

વીર અલ્હનના માથા વિનાના ધડે બે ઘડીમાં કનોજના સૈન્યની હિંમત છોડાવી દીધી. જ્યારે બીજી બાજુ દિલ્હીના દુર્ગદ્વાર પ્રતિ દોડતા પૃથુની પ્રિયતમા સંયુક્તાને અર્ધ રસ્તે પાણીની તરસ લાગી. પૃથ્વીરાજના એક વીર સરદારે પાણી આણી આપ્યું. પૃથ્વીરાજે અશ્વ ઉપર બેઠાં બેઠાંજ એક હાથમાં પ્યાલું પકડી સંયુક્તાના હોઠ પાસે તે ધર્યું. પરંતુ “તમારા હાથમાં આ મૃત મસ્તક છે, તેથી હું એ પાણી પીશ નહિ. મ્હને તો એ જોઇનેજ ચીચળી–સુગ ચઢે છે. માટે પ્હેલાં તમારો એ અપવિત્ર હાથ ધોઇ નાખો, પછી પાણી પાવ. ” એમ સંયુક્તા બોલી.

“વિનાશકાળે વિપરિત બુદ્ધિ.” પ્રિયતમાના પ્રેમમાં પાગલ થયેલા પૃથ્વીરાજે વગર વિચારે ભાણેજનું મસ્તક જમીન ઉપર હેઠું મૂકી હાથ ધોઇ નાખ્યા, અને સંયુકતાને પાણી પાયું.

માથું જમીન ઉપર મૂકતાંજ વીર અલ્હનનું શૌર્યથી લઢતું ધડ રણભૂમિમાં ઢળી પડયું, અને જયચંદ્રનું મરણીયું સૈન્યદળ પૃથ્વીરાજની પૂંઠે ફરી એક વાર પ્રાણની પરવા છોડી દોડયું.

પરન્તુ પરિણામ શૂન્યજ આવ્યું. રાઠોડની અસાધારણ મહેનત અને ગતિ હોવા છતાં પણ વિજયશ્રીએ પૃથ્વીરાજનેજ કપાળે કુમ કુમ

તિલક કરી વધાવી લીધો, અને વિજયની વરમાળ એનેજ કંઠે આરોપી. કેવળ બે ઘડીને માટે પૃથ્વીરાજ બચી ગયો, (જે બે ઘડીને માટે વીર નેપોલિયન કેદ થયો.) દિલ્હીના દુર્ગ-દ્વારમાં એને હાંફેલ અશ્વ સંયુકતાનું હરણ કરી સપાટાબંધ પ્રવેશી ચૂકયો.

સંયુકતાનું હરણ કરવા નિકળેલા અગીઆર હજાર વીરનરોમાં કેવળ પાંચથી સાતજ પાછાં જીવતાં સહીસલામત દિલ્હી આવ્યાં. જયચંદ્રને પણ કાંઇ ન્હાનો સૂનો ભોગ ન્હોતો આપવો પડયો.

છેવટે હારેલા કનોજપતિને તેની રાણી તથા ડાહ્યા સામંતોએ સારી પેઠે સમજાવ્યો. ભારતવર્ષના કોઇ પણ રાજ્યપુરૂષથી ન બને એવું અલૌકિક પરાક્રમ બતાવી પૃથ્વીરાજ પોતાની પુત્રીને હરી ગયો, એ વીરત્વથી પ્રસન્ન થઇ જયચંદ્રે શ્રી કંઠ બારોટને દિલ્હી મોકલ્યો. તેણે પૃથ્વીરાજ પાસે જઇ કનોજપતિની ઇચ્છા પ્રકટ કરી. વેર અને ખ્વારીને એટલા વખતને માટે વિસારી દઇ-આઘી મૂકી, જયચંદ્રે શ્રી કંઠનીજ મારફત દુહિતાને ધામધુમથી દિલ્હીપતિ વેરે દીધી, યોગ્ય પહેરામણી આપી તેની અંતરની આશા પૂરી. વાર્યો નહિ વળનાર રાઠોડનરેશ આખરે આમ હાર્યો વળ્યો. એનું નામ તે સમયની બલિહારી ! અને તેથીજ કહેવાય છે કે, આજ માણસને નહિ, પરન્તુ સમયને માન છે.

એક સ્ત્રીને ખાતર લાખો વીર-વિભૂતિઓએ દેવી વસુંધરાનો ખોળો સેવ્યો. સેંકડોને ભોગે પૃથ્વીરાજને એક સંયુકતા મળી.

× × × × ×

કનોજની એ રાજકુંવરીએ દિલ્હી આવ્યા પછી પૃથ્વીરાજને પોતાના પ્રેમમાં એવો તો ગાંડો બનાવી દીધો, કે ૭ ૭ માસ થયા છતાં

કોઇ પણ તેનું મુખદર્શન કરી શક્યા નહિ. રણવાસમાં કૈદી બનેલા રાજાને દિલ્હીનિવાસી નગરજનોના પોકારથી માહિતગાર કરવા વીર સામંત હાહુલીરાયે સંયુક્તાના અંતઃપુરને દ્વારે કેટલીયે વાર આંટા ખાધા, પરન્તુ દર્શન ન થયા. છેવટ પૃથુની માનીતી અને ગર્વઘેલી સંયુક્તાએ તેનું અપમાન કરી તેને બ્હાર કાઢી મૂક્યો.

'એક અબળાએ પોતાનું આવું અપમાન કર્યું,અને તેનો ન્યાય કંઇજ નહિ ?' એ હાહુલીરાયથી ન સંખાયું. પૃથ્વીરાજ ઉપર વૈરની વસૂલાત લેવાનો એક પત્ર લખી, ચંદ બારોટના બહુ બહુ સમજાવ્યા છતાં પણ એ તેજ પળે દિલ્હી છોડી ગયો. પોતાના અપમાનનો પૂરેપૂરો બદલો લેવા અફઘાનિસ્તાનના શાહ સુલતાન ઘોરીને એણે પોતાનો સ્વામી બનાવ્યો. સંયુક્તાના શબ્દ–તીરોએ તેના રોમેરોમમાં જ્વાળા સળગાવી. દિલ્હી અને દિલ્હીપતિ બંનેને જમીનદોસ્ત કરી નાખી એ મદાંધ મહિલાના મગજનો તોર ઉતારવા તેણે, તેજ વખતે મનમાં ભયંકર પ્રતિજ્ઞા કરી નાખી. અને એ પાપના છાંટા ભારત વર્ષને ઉડયા–ભોગવવા પડયા. એક વનિતાના વચનબાણે સમગ્ર આર્યાવર્તને આજે શોષવાનો દિવસ દેખાડયો !

એ તેજ વચનબાણ ! (સાવકી માતાના) કે જેને લઇ પાંચ વર્ષના ધ્રુવજીએ વન સેવ્યું. એ તેજ વચનબાણ ! કે જેને લીધે (ભાભીના) નરસિંહ મહેતાએ સગ્ગા ભાઇનું ઘર છોડી ભેખ લીધો. એ તેજ વચનબાણ ! કે (વેસ્યા ચિંતામણીનું–જેટલો પ્રેમ મ્હારામાં રાખ્યો: તેટલો જો પ્રભુમાં રાખ્યો હોત, તો ત્હારી કાયાનું કલ્યાણ થઇ જતે) જેનાથી બિલ્વમંગળ શયતાનમાંથી સાધુપુરૂષ થઇ ગયો. એ તેજ વચનબાણ ! (પોતાની પત્ની રત્નાવળીના ચિન્તામણીના જેવાંજ)

કે જેનાથી તુલસીદાસને વૈરાગ્ય ઉત્પન્ન થયો—સંસાર છોડી સાધુ થઇ ગયા. અને અહીં પણ **એ તેજ વચનબાણે** વિંધાઇ એ દેશદ્રોહી દગાબાજે ભયંકર દાવાનળ સળગાવ્યો. કેવળ એકજ વ્યક્તિ પરના વૈરને ખાતર, એ અપમાનિત અને તિરસ્કૃત અવિચારીએ સમગ્ર **ભારતભૂમિનું** સત્યાનાશ કાઢી નાખ્યું. એકને પાપે વ્હાણ ડૂબ્યું. પેટના બળ્યાએ અંતે આખું ગામ બાળ્યું.

હાહુલીરાયે મહમ્મદ ઘોરીને ફરી એકવાર દિલ્હીની આ ડામાડોળ સ્થિતિ અને અંધાધુંધીની સોનેરી તકનો સદુપયોગ કરવા ખૂબ પાણી ચઢાવી ઉશ્કેર્યો. "ઘર ફૂટે ઘર જાય." એ કહેવત અનુસાર દિલ્હીના તમામ છૂપા રસ્તાઓ બતાવવાનું તથા જયચંદ્ર રાઠોડની પણ પૂરતી મદદ અપાવવાનું, એ દેશદ્રોહીએ માથે લઇ ઘોરી શાહને **ભારતભૂમિની** નન્દનવાડીઓને નષ્ટ કરવા નોતર્યો—તૈયાર કર્યો. એ વખતે **ભારતવર્ષ** અને એના નાક દિલ્હીની સ્થિતિ બહુજ બારીક અને વિચારવા જેવી હતી.

એક વખતની **ભાસ્કર** ભગવાનની માફક ચોસઠ કળાથી ઝળહળતી દિલ્હીની જ્યોતિ આજ છતી આંખે અંધ બની રકંપે ભીખની ઝોળી ભરાવી શેરીએ શેરીએ લાકડી ઠોકી રહી હતી. છતે ધણીએ દિલ્હી રંડાપો ભોગવી રહી હતી. અને એ બધો શાપિત એવી રાજકન્યા સંયુક્તાના અમંગળ પગલાનો પ્રભાવ નહિ, તો બીજું શું ?

* ત્યારે પછી શું થયું ? દિલ્હીનું વ્હાણ તર્યું કે ડૂબ્યું ? *

## પુષ્પ:—૪ થું "છેલ્લો પાસો."



પૃથ્વીરાજ ચૌહાણને મળવામાં નિરાશીત થયેલ ચંદ બારોટે એકાએક ઘોરી શાહના આક્રમણના સમાચાર સાંભળ્યા. રાજ્યના રહ્યાસહ્યા વિશ્વાસુ સામંતોની એક સભા મેળવી ચંદબારોટે ચિતોડના મહારાણા સમરસિંહ ઉપર મદદને માટે એક પત્ર લખ્યો. પૃથ્વીરાજની પ્રેમાં-ધતાને લઇને દિલ્હીની દુર્દશા અને પડતીનો ચિતાર તથા શાહની સ્વારીના સમાચાર ઉભય એમાં આલેખવામાં આવ્યાં.

જેવો પત્ર સમરસિંહને મળ્યો, તેવાજ તેઓ સૈન્ય સાથે દિલ્હી આવી પહોંચ્યા. ચંદ અને ચિતોડનરેશ એકાન્તમાં મળ્યાં. 'પૃથ્વીરાજને સંયુકતાના પ્રેમપાશમાંથી શી રીતે જાગ્રત કરવો?' તે વિષે પુષ્કળ વિચાર ચલાવ્યા પછી ચિતોડના રાણાએ એક યુકિત ચંદને કહી બતાવી. ચંદને તે ગમી. તુર્તજ તેને અમલમાં મૂકવામાં આવી.

પોતાના પાળેલા પોપટને પગે એક પત્ર બાંધી સમરસિંહે તેને સંયુકતાના અંતઃપુરમાં ઉડાડી મૂક્યો. પરંતુ પરિણામ ધાર્યું હતું, તેથી વિપરિતજ આવ્યું. એ પોપટ અને પત્ર પૃથ્વીરાજને મળવાને બદલે અંતઃપુરના હોજમાં સ્નાન કરતી સંયુક્તાને હાથે ચઢી ગયા. "સમરસિંહના તીવ્ર વચનોથી પ્રેરાઈ કદાચ પોતાનો પરાક્રમી પતિ પોતાને

છોડી બ્હાર ચાલ્યો જશે, તો બાજી બગડી જશે." એવા વિચારે ચતુર સંયુક્તાએ તે પત્રિકા પૃથ્વીરાજને બતાવ્યા વિનાજ ફાડી નાખી.

જ્યારે આ છેવટનો પ્રયત્ન પણ નિષ્ફળ ગયો, ત્યારે ચંદ બારોટની કલ્પનાશકિતમાંથી એક નવીન આશાજનક તરંગ ઉદ્ભવ્યું. રાણા સમરસિંહના કાનમાં કંઇક ગુપ્ત વાત કહી તે પટ્ટ રાજ્યમહિષી ઇચ્છનકુમારીને મ્હેલે દોડયો.

પૃથ્વીરાજથી લાંબો વખત થયા ભૂલાયેલ રાજમાતા ઇચ્છિનને વૃદ્ધ બારોટે પરિસ્થિતિને યોગ્ય જે કંઇ કહેવાનું હતું, તે તમામ કહી નાખ્યું. એક ધ્યાને એ તમામ સાંભળ્યા પછી રાજ્યમહિષી બોલ્યાં:

"બારોટ! તમે જાણો છો, કે હાલમાં મહારાજા મહારા હાથમાં નથી. કહો પછી હું શું કરી શકું એમ છું?"

"તમારાથી બને તો એક વાર મ્હને મહારાજા સાથે મેળવી આપો. પછી એ સૂતેલા સિંહને માયાવી મોહજાળ ચીરી ગર્જાવવો, એ મ્હારે માથે!"

"તો ભલે. હું ધારૂં છું, કે એટલું તો હું અવસ્ય કરી શકીશ. વળી આજ મ્હારી જન્મતિથિ છે. એટલે મ્હારે મહારાજને દર્શને પણ જવું હતું. એક કામમાં બે કામ. ચાલો બારોટજી!"

રાણી ઇચ્છિનકુમારી ચંદ બારોટને લઇ રાણી સંયુક્તાના અંતઃપુરને દરવાજે આવી ઉભી. સંયુક્તાની ચોકખી ના છતાં દાસી એકાએક આ રાજ્યમહિષીને અંદર પ્રવેશતી ન અટકાવી શકી. બારોટને બ્હાર ઉભા રહેવાનું કહી ઇચ્છન અણચિંતવી અંદર આવી રહી.

× × × ×

આ વેળા વસન્તરાજની રૂડી ઋતુના ડંકા દશે દિશામાં વાગી ચૂકયા હતા. પૃથ્વીરાજ ચૌહાણ પણ પ્રિય સંયુક્તા સાથે હોળી ખેલવામાં મસ્ત બની રહ્યો હતો. એવા આનન્દના સમયમાં દાસીએ આવી મહારાણી ઇચ્છિનકુમારીનો સંદેશો કહી સંભળાવ્યો.

"મહારાજ ! મહારાણી ઇચ્છનકુમારીબા આપશ્રીના દર્શને પધાર્યાં છે. તેઓ......"

"કોણ? ઇચ્છન ! આ વખતે ! જાવ...જાવ...એને કહી દયો, કે હાલ મહારાજ કોઇને પણ મળી શકે એમ નથી. કેમ ખરૂંને વ્હાલા ?" સંયુકતાએ પૃથ્વીરાજની વતી પોતેજ પ્રત્યુત્તર આપી દાસીને ત્યાંથી પાછી વાળી.

"ખરી વાત છે, દાસી ! જા. એમને કહી દયો, કે જરા નમતે પ્હોરે આવે.

સુન્દર અબીલ–ગુલાલના રસ–રંગ શા રેલઇ રહ્યા !
રૂડી વસન્તે બ્હાર ! હોળી–ફાગ શા ખેલઈ રહ્યા ?
ભિંજાયલી છે દેહ મ્હારી કેશુડાના રંગથી,
જઇને કહી દયો રાણીને (કે) હુમણા મ્હને ફુરસદ નથી."

દાસી જવાબ લઇ ચાલતી થઈ, એટલે સંયુકતા વ્હાલસોયાં શબ્દોમાં ટહુકી: "હૃદયેશ્વર ! રમવા ચાલોને.આજ્ઞા હોય તો ચોપાટ ઢાળું."

"આજ્ઞા શું ? ઇચ્છા છે. હૃદયવલ્લભે ! ખુશીથી ઢાળો."

સંયુકતાએ ચોપાટ ઢાળી. ઉભય પતિ–પત્ની સ્હામસ્હામા રમવા બેઠા. પરંતુ બાજી જ્યાં ખરા રંગમાં આવી, ત્યાં તો દાસી ઇચ્છિનકુમારીનો પુનઃ સંદેશ લઇ પાછી ફરી.

"મહારાજ ! રાજ્યમાતાએ કહાવ્યું છે, કે કવિરાજ ચંદ આજ આઠ આઠ દિવસથી હજુરને મળવા અત્રે આંટા ખાઇ ખાઇને પાછા જાય છે, પરન્તુ દિલ્હીશ્વરનાં દર્શન કે મેળાપ નથી થતા, એ કેવો જુલમ ? શું દિલ્હીપતિ અમને છેકજ ભૂલી ગયા ? આજ તો બારણેજ અડંગા નાખ્યા છે,અને આપને મળ્યા વગર ઘેર જમવા પણ નથી જવાના."

"દાસી ! જા. મ્હારા તરફથી એ જવાબ આપ, કે મહારાજે હાલ રાણીજી સાથે ચોપાટ માંડી છે. વળી બાજી પણ બરાબર જામી છે, ને રંગમાં ભંગ થાય એમ છે. માટે જમી–પરવારી જરા ફુરસદના ઠંડા પ્હોરે આવો તો ઠીક." સંયુક્તાએ પુનઃ પતિને બદલે પોતેજ જવાબ વાળી પૃથુને કહ્યુંઃ "કેમ પ્રભુ! બરાબર છે ને ?"

"બરાબર છે, બરાબર છે. ચાલો. હવે તમારો દાવ છે. નાખો જોઉં ........."

સંયુકતાએ પાસા હાથમાં લીધા. પ્રેમાંધ પૃથ્વીરાજ આ શોખના નહિ, પરન્તુ નસીબના સોકટા–બાજી ખેલી રહ્યો હતો. મોજમજાહની ચોપાટ નહિ, પરંતુ મ્હોતની ચાસર ઉપર દેશના રંગ–દાવ રેલી રહ્યો હતો.

ત્યાં રાજરાજેશ્વરી ઇચ્છિનકુમારી દાસીને ધકકો મારી દૂર કરી ધસી આવી. પૃથ્વીરાજના હાથમાંથી એ વીરાંગનાને જોતાંજ પાસા સરી હેઠે પડયા. પતિપત્ની એકએકની સ્હામા એકી ટશે જોઇ રહ્યા. ઇચ્છનકુમારીને અવલોકતાંજ સંયુકતાની આંખો ચાર થઇ ગઇ, પરન્તુ એ શું કરી શકે ? એનું શું ચાલે ? વસ્ત્ર સંકોરતી મોઢું મરોડતી–પીઠ ફેરવી એ એક ખૂણામાં લપાઇ ઉભી. જ્યારે પોતાની સ્હામે આશ્ચર્યમુદ્રાએ અવલોકતાં સ્વામીદેવને ચરણે ઘુંટણીએ પડી સાષ્ટાંગ નમસ્કાર કરતી ઇચ્છિનકુમારી બોલીઃ

"મ્હારા નાથ! દાસી આપને નમન કરે છે. ગુહ્નાની મા
માગે છે "

"ઇચ્છિન ! આજ કંઇ ત્હારે અહીં આવવું પડયું? આટલ
બધી ઉતાવળ કાં કરી? એ ઘડી મોડા ન મળાત ?" પટ્ટરાણી
પોતાના બે હાથોથી ઉભી કરતાં પૃથુ બોલ્યો.

"પ્રાણનાથ! આજ મ્હારો જન્મદિવસ છે."

"ઓહો! એમ છે? હાં. પણ તેને શું છે?"

"તેથી આપના દર્શન કરવા આવી છું."

"દેવી ! ત્હારી જન્મતિથિને શુભ દિવસે ત્હારી જે કંઇ ઇચ્છ
હોય, તે માગી લેજે."

"પ્રભુ! આપની કૃપાથી કિંકરીને કશીય વાતે ખામી નથી
છતાં જો આપ કહો તો મ્હારે એક ભિક્ષા માગવાની છે."

"દિલ્હીની રાજરાજેશ્વરીને ભિક્ષા ન માગવાની હોય. દેવી
કહે, ત્હારી એવી તે શી ઇચ્છા છે?"

"વચન આપો, તો માગું."

"પૃથ્વીરાજ ચૌહાણનો, રજપૂત–બચ્ચાનો બોલ, એજ એ
વચન. છતાં ત્હારા સંતોષને ખાતર, લે આ મ્હારૂં વચન."

"તો કૃપા કરો. મ્હારા હૃદયનાથ! કવિશ્રી ચંદ બારોટ એક
વાર, ફક્ત એકજ વાર, આપને મળવા માગે છે. આજ્ઞા હોય તે
એમને......"

"ઇચ્છિન! ઇચ્છિન ! પણ તું જાણે છે, કે ત્હારા હૃદયનાથ
હમણા મળવાની તો શું પરન્તુ બોલવાની પણ ફુરસદ નથી."

"છતાં મ્હને મ્હારા નાથના વચનમાં અયોધ્યાપતિ રાજ
દશરથ અને સત્યવાદી રાજા હરિશ્ચંદ્રના જેટલી શ્રદ્ધા છે."

પૃથ્વીરાજે અનિચ્છાએ સંયુક્તાની તરફ દ્રષ્ટિ ફેરવી. પરંતુ એ પાછલે મોઢે ઉભેલી હોવાથી કંઇ પણ સંજ્ઞા કરી શકી નહિ. છેવટ પૃથુરાજે નમતું આપ્યું.

"તો ભલે! ત્હારી એ ઇચ્છા પૂર્ણ થાય. બોલાવ, એ ચંદને ક્યાં છે એ બારોટ ?"

"આ રહ્યો કૃપાનાથ ! આપનો સેવક હાજર છે."

સંયુક્તા ચંદ બારોટને ત્યાં આવી પ્હોંચેલો જોતાંજ હવે સ્હામે મોઢે ફરી. તે પગથી માથા સુધી સળગી રહી હતી. 'પોતાના પતિ હવે જરૂર હાથમાંથી જશે,' એમ તે સમજી ગઇ. પરંતુ લાચાર ઇચ્છિન તેમજ ચંદની સ્હામું જોવા જેટલીયે તેનામાં શક્તિ ન્હોતી તેની સત્તા ન્હોતી. દરમ્યાન પૃથુ કંઇક અણગમતા સાદે બારોટ પ્રતિ જોઇ બોલ્યો:

"ચંદ ! તને આવવાનો કોઈ બીજો વખતજ ન મળ્યો, તે અત્યારે, આવે વખતે ફૂટી નીકળ્યો? તું જાણે છે, કે મ્હારૂં ચિત્ત અત્યારે બાજીમાં પરોવાયલું છે. એટલે મ્હને ત્હારી સાથે રાજ્યકાજની કે સાહિત્યની નકામી અને નિરસ વાતો કરવાની મુદ્દલ ફૂરસદ નથી.'

"મહારાજ ! રાજપૂત કૂળનો દી તો નમવા બેઠો છે. હું સ્હાંજ પડવાની તૈયારી છે. અને રંગ તો રણદેવી (સમ) રાખશે, ત્યાં રહેશે. માટે આ ખોટા-કાચા રંગને છોડી દયો, અને ખરો રંગ જોવો હોય તો મ્હારી સાથે જરા અંતઃપુરની બ્હાર આવો."

"ચંદ ! ચંદ ! તું આમ જો. રાણી સંયુક્તા ઉદાસ ચ્હેરે ક્યારની એકલી ઉભી મુઝાઇ રહી છે. અત્યારે અમારી જામેલી બાજીને રંગ ચાલ્યો જાય છે. દાવ અધુરો મૂકીને ઉઠયો છું. માટે..."

"બસ કરો. મહારાજ ! દાવ તો હિન્દના ચોગાનમાં કય ખેલાવા માંડ્યો છે. દાવ રમવાની મજાહ માણવી હોય, તો મય આવો. રણવાસમાં ભરાઇ રહીને આવા લાકડાના સોકટા ઉપર મારીને રમવું, એમાં મર્દ બચ્ચાની મરદાઇ નથી. ખરી મરદ લડાઇના મેદાનમાં, રણક્ષેત્રની ચોપાટ ઉપર જીવતા હાથી ં સોકટાઓથી, તરવાર અને ભાલાના પાસા લઇ રમવામ આવી બાયલી રમતો રમવી. એ તો આવાં નાજુક બૈરાઓને

વનરાજને તો ગર્જવામાં...વીરને તરવારમાં,
રજપૂત બચ્ચાની રમત છે તમંચાના બારમાં.
નવનીત ચાખે નરવીરો મોઢું ન ઘાલે છાશમાં,
ને બાયલી આ રમત શોભે...બાયલા રણવાસમાં.
રંગે રમો રસિયા ! તમારી બાજી તો રણવાટ છે,
શરમાવ ! આ નહિ મર્દની પણ સ્ત્રીઓની ચોપાટ છે.

માટે મહારાજ ! એને લાત મારો." ચંદ એક લાત એને ઉડાડી નાખતાં પુનઃ ગર્જ્યો.

"યુદ્ધની બાજી ઉપર ખેલાય તો ખેલો,
રાતા રૂધીરના રંગથી રેલાય તો રેલો.
તરવાર બંદુક બાણ બરછી દાવ એ નાખો,
રણવાસની નહિ પણ મજાહ રણભૂમિની ચાખો.

મ્હેંજ ભૂલ કરી, ને આ સંયુકતાને તમારી સાથે સંયુક્ત દેવામાં મદદ કરી. એ માતેલી હાથણીએ મ્હારા મદોન્મત કામી ગજ પ્રેમમદિરા પાઈ સ્નેહ-શૃંખલા વડે જકડી લીધો. અફસોસ ! એ

રાણી થઇને નથી આવી, પરન્તુ રાજકુળના રક્તથી પોતાનું ખપ્પર ભરવા કોઇ જોગણી થઇને........"

"બસ..."પથ્વીરાજે એક હાથ ચંદના મોઢા ઉપર દાબી, તેને બોલતો બંધ કરી બીજે હાથે તરવાર તાણી.

"મ્હારી સમક્ષ મ્હારી સંયુક્તાનું અપમાન !"

"રાખો, રાખો. મહારાજ ! ગૌબ્રાહ્મણ પ્રતિપાળ પૃથ્વીરાજને તરવારનો ઉપયોગ કરતાં પણ હવે ક્યાં આવડે છે? શું સમશેરનો ઉપયોગ પણ ભૂલી ગયા ? ઉપયોગ કરતાં આવડે તો માથું બચાવે, અને નહિ તો માથું લે, એવી આ સમશેર તો મહારાજ ! મ્હારી કને પણ છે. આ રહી, જુઓ. પણ તે સ્વામીની સ્હામે ન ઉંચકાય ! એક નિઃશસ્ત્ર બ્રહ્મભટ્ટ ઉપર પરાક્રમી રાજપૂત–સમ્રાટ પૃથ્વીરાજ એકાએક તરવાર તાણે ! શરમ છે. એટલામાંજ સમજી લેવું, કે હવે થઇ રહ્યું."

તરવાન મ્યાન કરતો પૃથ્વીરાજ બારોટના માર્મિક શબ્દ–ફટકાએ કંઇક ઠંડો પડયો. "ચંદ ! ત્યારે શું તું મ્હને અહીં હેરાન કરવાજ આવ્યો છે? ગાળો દેવા અને ઉપદેશ કરવાનેજ ખાસ ચાલીચલાવીને મ્હને અત્યારે મળવા આવ્યો છે?"

"નહિ, અન્નદાતા ! બહુ દિવસ થયા આપને મ્હેં ન્હોતા જોયા, એટલે વિચાર થયો, કે લાવ આજે એમના મંગળમુખના દર્શન કરી આવું."

"ઠી...ક...જોઇ લીધો ?"

"જી હા."

"મ્હારામાં શું જોવાનું હતું ? હું તો હતો એજ છું. કાંઇ બદલાયો તો નથી ને બારોટ ?"

"બહુજ. મહારાજ! મ્હારા અન્નદાતા! દિલ્હીના પરાક્રમી સ્વામી! ઘોરી શાહનું સાત સાત વાર ગૂમાન ઉતારનાર, અને ગુર્જરેશ્વર ભીમદેવને રણમાં મચ્છરની માફક રોળી નાખનાર, પરાક્રમી વનરાજ પૃથ્વીરાજ ચૌહાણ! તે તમેજ કે કોઇ બીજા?"

"ચંદ! ચંદ! તું આ શું બોલે છે? શું તું ત્હારા રાજાને પણ નથી ઓળખી શકતો? ત્હારી આંખો ફૂટી ગઇ લાગે છે?"

"મહારાજ! ફૂટેલી આંખોના આંધળા દુનિયામાં અંધારૂં જુએ, એમાં શી નવાઇ? પરન્તુ જ્યારે સૂર્યના સંપૂર્ણ પ્રકાશમાં દેખતાઓ પણ છતી આંખે દિવસને રાત જુએ, ત્યારે પછી અજાયબીની વાતજ શા કરવી? અમારા મહારાજા તો ઉત્સાહી, આશાવન્તા, વીર અને ઉદ્યોગી હતા, નહિ કે નિરુત્સાહી, નિરાશીત, આળસુ અને બાયલા! દેખતા હતા, નહિ કે આંધળા! અને તેથીજ હું હવે છાતી ઠોકીને કહીશ, કે તમે દિલ્હીપતિના વેશમાં કોઇ દગાબાજ વેશધારી છો, વેશધારી!"

"ચૂપ...આંધળા! હું વેશધારી?"

"જી, હા નામદાર. અમારા મહારાજા અને તમારામાં આસમાન અને જમીનનો ફેર છે. પૃથ્વીરાજ ચૌહાણ કામપ્રીય નહિ, પરન્તુ યુદ્ધપ્રિય છે. વિષય અને વિલાસનો દાસ નહિ, પરન્તુ વીરતાનો પૂજારી અને પ્રભુ છે. તે પરાક્રમી પૃથ્વીરાજ. તે શું આ? આવો પ્રેમાંધ! નિર્માલ્ય! રાણીવાસનો રસિયો! ખોટ્ટી વાત.

સમશેર લઇને ગર્જતો જે સિંહ સમ મયદાનમાં,<br>
આંખો મીંચીને ઝૂકતો તરવારના તોફાનમાં.

જેણે નમાવ્યા મસ્તકો ભડ **ભીમ** ને સુલતાનના,
શુરવીર તે સંતાય શું આ સુન્દરીના સ્થાનમાં ?

નહિ, નહિ, એમ બનેજ નહિ.

રણભૂમિ–ભૂખ્યો સિંહ એ...આ તો અરે રણવાસ છે,
રાજા અમારો કામ તેમજ પ્રેમનો નહિ દાસ છે.
ઉદ્યોગી હંમેશાં ન સ્વપ્ને આળસઇનો પાસ છે,
એ વીર નરના વદન પર કૈં અનેરો ઉજાસ છે.
દિલ્હી તણું સૌભાગ્ય સાચવવાજ જે સરજાયલો,
રંગ રમે રણવાસમાં તે ન્હોય રાજા બાયલો.

અરે તેની કાન્તિ ક્યાં ? તમારી ક્યાં ? તેના નામર્દને શૂરાતન પ્રકટાવે એવા શબ્દ ક્યાં ? ગર્ભવતીઓનો ગર્ભ ગળે, એવી વીરહાક ક્યાં ? ગર્જના ક્યાં ?

સોળે કળાથી ખીલતો જે ચંદ્ર **ભારત** દેશમાં,
તે **સોમ** શું નિસ્તેજ ને નિર્માલ્ય આવા વેશમાં !
અમૃત ઝરતાં રૂપ ને એ રંગ ક્યાં ધોવઇ ગયા ?
દૈવી કળાના નૂર એના આજ ક્યાં ખોવઇ ગયા ?

પરખો તો પરખાય ના...નવીન લાગે નામ,
ઉજ્વળ કાન્તિ ઓપતી...આજે મુખડા શ્યામ.

શું એટલું બધું પરિવર્તન, આટલા ટુંક સમયમાં સંભવી શકે ?”

“**ચંદ**! **ચંદ**! આવા વિચિત્ર અને વક્ર મ્હેણા મારી તું મ્હને શું સમજાવવા માગે છે ?”

“તમારી સ્થિતિનો જરા ખ્યાલ કરો. તમે કોણ છો ? શાને માટે સરજાયલા છો ? અને તમારી પ્રજા પ્રત્યે તમારી શી ફર્જ છે ? તેનો જરા વિચાર કરો. મહારાજ !

રસકુંડ દીઠો એટલે બસ રાજ્યને ભૂલી ગયા ?
સૌન્દર્ય–ઝૂલો જોઇને બસ લ્હેરથી ઝૂલી ગયા ?
જ્યાં સ્નેહનો દરિયો દીઠો ત્યાં એકદમ ડૂલી ગયા ?
આ બે ઘડીનો ફાલ સુંદર દેખતાં ફૂલી ગયા !

પણ મહારાજ ! જરા એટલો તો વિચાર કરવો હતો, કેઃ—

ફરતો સિતારો ભાગ્યનો... સરખો સદા રે'તો નથી,
એકજ દિશામાં વાયુ પણ દરરોજ તો વ્હેતો નથી.
સુખ દુઃખ તણા સંચા...ઉપર જાતા ને નીચે આવતા,
" **અસ્થિર માયા ઇશ્વરી** " સંદેશ એવો લાવતા.

અને એ સંદેશ ઝીલવાને હવે કૃપાનાથે કમ્મર કસી તૈયાર થવું જોઇએ.

ઉન્નતિની ચાંદનીના આજ છેલ્લા શ્વાસ છે,
ઝાંખા હવે તો અવનતિના આશ ને આભાસ છે.
અજવાળીયાં સેવ્યાં હવે અંધારીયામાં વાસ છે,
મિષ્ટાન્નના ખાનારને માટ હવે ઉપવાસ છે.
એટલુંજ નહિ પણ...ઓ !

પુષ્પ–શય્યા પર સૂનારા ! ઓટલો પણ નહિ મળે.
શરબત સુરાહી તો શું સૂકો રોટલો પણ નહિ મળે,
રે'વાને શું પણ કબ્રમાં દફનાવવા કંઇ નહિ મળે.
રે પ્હેરવાને તો શું મરવાનેય કફન નહિ મળે.
હતભાગી પાપી પામરો જેનો પ્રભુ નહી પાંસરો,
આખા જગતમાં કોઇ પણ એને ન આપે આશરો.

પણ એ બધી વિચારશકિત હવે તમારામાં રહી છેજ કયાં

ધર્મ ભૂલ્યા, કર્મ ભૂલ્યા, શર્મને ઉંચી મૂકી,
આ રાજની, આ તાજની, સહુ કાજની ચિન્તા ચૂકી.
સામંત ને સરદારની સાચી સલાહો પર થૂકી,
ઉંડી સરિતા સ્નેહની જોઇ પડયાં એમાં ઝૂકી,
ઝુકયા ભલે, ઝૂલ્યા ભલે, તો પણ ધરાયા નહિ તમે ?
(નાવિક)નેતા અમારી નાવના છો...કેટલું કહીએ અમે?"

"ચંદ! ચંદ! તું કહે છે, તે વાત ખરી છે. પરન્તુ યુદ્ધો તો બહુ ખેલ્યાં. કીર્તિ પણ બહુ મેળવી. પણ આ હાથ અને હથીયાર લડી લડીને હવે થાકી ગયા છે. એ બાપડાને પણ બે ઘડી વિશ્રાન્તિ નહી લેવા દે ? થોડો વખત પ્રેમના સાગરમાં પણ પડવા દે. શું હું રાજા થયો, તમારો નેતા થયો, એટલે મ્હારે સંસારને અને સ્ત્રીને પણ સદાને માટે છોડી દેવા ?"

"હું એમ કયાં કહું છું ? મહારાજ ! પરન્તુ આ વિલાસ ! આ વૈભવ ! આ કામ ! અને આ પ્રેમ ! એ બધું ક્યારે ? કયે વખતે ? આવે વખતે ? ના...ના એ વખત અત્યારે નથી હમણા તો......

જોવા જનેતા માગતી પુત્રોના દીલની લાગણી,
ખપ્પર ભરો આ લોહીથી ચંડી કરી રહી માગણી.
પૂછે પ્રજા રાજા અમારા ઉંઘતા કે જાગતા?
દિલ્હીનિવાસીઓ તમારૂં મુખ જોવા માગતા.

અને એવે વખતે તમે આ શું લઇ બેઠા છો ? ઉભા થાવ.

આગ લાગી છે તમારા આસમાની (સિતારાના) બાગમાં,
જ્યારે તમે ગુલ્તાન છો અહીં હોળીઓના ફાગમાં.

# સચિત્ર ગજરા મારૂની વાર્તા.

(વાંચો) સચિત્ર છબલી ગુલાબ કી. ૦-૮-૦

(વાંચો) સચિત્ર ચાંદાજ કોદી કી. ૦—૮—૦




કીંમત ૦-૮-૦

બુકસેલર રણછોડલાલ મોતીલાલ-અમદાવાદ.

આંખો મીચીને સ્નેહના પુષ્પો હજુ સુંઘ્યા કરો,
આવો સમય બારીક છે તો પણ તમે ઉંઘ્યા કરો?

* * * * *

વૃષ્ટિ હવે તો શૌર્ય તેમજ સંપની ખૂટી રહી,
ગાગર તમારા કર્મની તૂટી રહી, ફૂટી રહી.
જીવન–ધનુષ્યેથી હવે આયુષ્ય–દોર છૂટી રહી,
એ કમનસીબી આવીને ધોળે દિને લૂંટી રહી.
તોફાન ધરતીકંપથી દિલ્હી બધી ડોલી રહી,
સૌભાગ્યની બંસી સુરીલી બેસુરી બોલી રહી.

જ્યારે અહીંયા.........

રસિયા બની રણુવાસમાં રંગો વિવિધ રેલાય છે,
પણ ક્યાં ખબર છે (કે) રાજમાં તો હોળીઓ ખેલાય છે.
ઉડે અબીલ—ગલાલ અહીંયા (તો) બ્હાર ધૂળ ઉડી રહી,
અહીં કેશુડાનો રંગ તો ત્યાં લોહીની નીકો વહી.

તમે અહીં વસંતની હોળીઓ ખેલો, જ્યારે દિલ્હીના દુર્ગદ્વારે યુદ્ધની હોળીઓ ખેલાય છે. તમે અહીં પ્રેમની પીચકારીઓ વડે કેશુડાના રંગના કુંડા ઢોળો, જ્યારે બ્હાર બજારમાં લાલ લોહીના કુંડે કુંડા ઢોળાય છે. અહીં ગલાલ–અબીલ અને કુમકુમના છંટકાવ થાય છે, જ્યારે તમારા દેશમાં ધૂળના ગોટેગોટા ઉડી રહ્યા છે. અહીં લીલા લ્હેરની ન્હોબત વાગી રહી છે, જ્યારે ત્યાં હાય અને લ્હાય, લાગી રહી છે. અહીં તમે શોખના શેત્રંજ ઢાળ્યાં છે, જ્યારે તમારા દેશમાં સત્યાનાશની ચોપાટ પાથરી સુલ્તાન શાહબુદ્દીન ઘોરી સિતમના રંગ–દાવ રમી રહ્યા છે."

तुं गोरी पर रतियम्
अरु ता घर घोरी तकीयम् ॥

[ ભાવાર્થઃ—તું ગોરી નામ સ્ત્રીની સાથે રતિક્રીડામાં પડેલો છે. જ્યારે ત્હારા ઘર ઉપર ઘોરી શાહ તાંકી રહ્યો છે. ]

" ચંદ! હજુય જેટલું કહેવાનું હોય તેટલું કહી નાખ. કોણ જાણે કદાચ હવે કે'વાનો વખત મળે કે નહિ પણ મળે! આજ તું કે'વા અને હું સાંભળવા જ બેઠો છું."

" અન્નદાતા! હજુયે આપની આંખ નથી ઉઘડતી? લ્યો ત્યારે. દિલ્હીના પ્રજાજનો તરફથી આ કીમતી ભેટ લાવ્યો છું, તે સ્વીકારો."

પૃથ્વીરાજે એ રત્નજડીત થાળ ઉપરથી રેશમી રૂમાલ દૂર કર્યો. માંહેની ભેટની વસ્તુ જોતાંજ તેના અંગેઅંગમાં જ્વાળા ઉઠી. તે કમરપટામાંહેની કટાર ઉપર હાથ મૂકી ક્રુદ્ધ સ્વરે ગર્જ્યો:

" આ! આ ભેટ? રાણીવાસમાં રહેતી એક રજપૂત રમણીના વસ્ત્રાલંકાર? આવું હડહડતું અપમાન! આટલી હદ સુધીની હિંમત!"

" મહારાજ! એમાં આટલા બધા ક્રોધાયમાન થવાની કે તપી જવાની કંઈજ જરૂર નથી. આ અપમાન નથી. પણ માન છે. જેને જેવું ઘટે તેવું જ સન્માન છે. મરદાના લેબાસને લજાવવાં, એથી તો આ ઝનાનાના જવાહીરને અંગે ધરી શોભાવવાં, એજ વધુ ઉત્તમ છે. માટે.. ...

સજો ચણીયો અને ચોળી...ઉપર આ ઓઢણી ઓઢો,
સુખેથી સુંદરી શરમાળ થઇ રણવાસમાં પોઢો.
તજી તરવારને શાણા! સજો શણગાર આ અંગે,
બની રમણી પછી બાપૂ! રમો રણવાસમાં રંગે. "

"ચંદ! જરા વિચારીને બોલ..."દાંત પીસીને પૃથુ બોલ્યો.

" પ્રથમ સૌભાગ્યના કંકણુ...જરા પ્હેરી જુઓ હાથે,
પછી દિલ્હીપતિ મ્હાલો બધી આ સુંદરી સાથે,
પગે પ્હેરી જુઓ ઝાંઝર! બનો નારી અને નાચો,
પછી આ સ્નેહ–શાળામાં પુરાણો પ્રેમના વાંચો."

"ચંદ! હવે જબાન અટકાવ. નહિ તો જોયા જેવું થશે."કટાર મ્હાર ખેંચતા પૃથ્વીરાજ રક્ત નયને બોલ્યો.

" શણગાર પૃથ્વીરાજને તો તીર ને તરવારના,
રણમાળ પ્હેરે કંઠમાં...ક્યાં તુચ્છ કંચનહાર આ?
કાયર અગર નહિ કામીની પણ કેશરી છું, વીર છું,
હતભાગી મ્હારા હિન્દના હૈયા તણું હું હીર છું."

"તો પછી મહારાજ ! ઉઠો, જાગ્રત થાવ. કમ્મર કસો. કામ અને પ્રેમને છોડો. આ વિલાસ—વૈભવના સાધનોને તોડો. દિલ્હી-પતિ! તમારી માતા પોતાનું રક્ષણ કરવા તમને ક્યારનીય બોલાવી રહી છે. ત્યાં દોડો...

આંખો મીંચીને શું ઉંઘો છો રાણીના રણવાસમાં?
હો–હા મચાવી દુશ્મનોએ દેશમાં ખટ માસમાં.
ચિતોડથી આવ્યા સમર જઇ એમનું સ્વાગત કરો,
ઉંઘી ગઈ છે વીરતા તેને ફરી જાગ્રત કરો.

મહારાજ !આ રણવાસમાં નિદ્રા લીધાને આજ કંઇ નહિ તો છ છ માસ થયા, છતાં રાજ્યમાં શું થઇ રહ્યું છે? તે જાણવાની જરા સરખીય જિજ્ઞાસા તમે નથી રાખી, નથી બતાવી !"

"છ માસ? ચંદ! તું આ બોલે છે, કે બકે છે?"

"ચંદના બોલવામાં ફેર નથી, પરન્તુ દિલ્હીપતિના દેખાવમાં (આંખમાં) અને સાંભળવામાં (કાનમાં) ફેર છે."

"તો પછી આટલા બધા વખત સુધીમાં મ્હને તમે કોઇએ ચેતાવ્યો કેમ નહિ?"

"શું ચેતાવે? કોને ચેતાવે? કેવી રીતે ચેતાવે? આ (સંયુક્તા) વશીકરણ વિદ્યા જાણનાર મોહીનીદેવી અમને અંદર જ ક્યાં આવવા દેતા હતા!

પ્રેમાંધ પૃથ્વીરાજને તો પ્રેમની નિદ્રા હતી,
મહેનત અમે તો લાખ કરતા પણ બધી મિથ્યા જતી.
ભૂલી ગયા'તા ભૂમિને...અમને તમે દિલ્હીપતિ,
ઉત્તર તમારો એક મળતો...**હાલમાં ફુરસદ નથી.**"

"ચંદ! ચંદ! હું ભૂલ્યો, કહે મ્હારા વ્હાલા કવિ! દિલ્હીની મ્હારા દેશની, મ્હારી માતૃભૂમિની એવી તે કેવીક ભયાનક સ્થિતિ છે?"

"સ્થિતિ! જોવા જેવી, જાણવા જેવી, સાંભળીને શોક કરવા જેવી. ઘોરી શાહ જબરજસ્ત લશ્કર લઇને દિલ્હીના દુર્ગ–દ્વાર ખખડાવી રહ્યો છે. આ વખતે દિલ્હીની અભેદ્ય દિવાલો પડી સમજવી. ચોમેર ભયંકર કુસંપની ચિણગારીઓ ઉડી રહી છે. રાજ્યમાં સ્વાર્થ, ચોરી, છળકપટ, અને અંધેરના તણખાઓ લ્હાય લગાડી રહ્યા છે. હિન્દદેવીને પગે પરતંત્રતાની બેડી ઠોકાવાની તૈયારી છે. એવા રણવાટને પ્રસંગે તમને રણવાસ કેમ ગમે છે?

ક્લેશ ને કુસંપના ઘર ઘર થયા અવતાર છે,
આ અન્નદાતા દિલ્હીમાં અન્યાયનો પોકાર છે.
હથીયાર લ્યો, ઉઠો હવે વિપરિત પવન આજે વહ્યો,
સુલ્તાન ઘોરી દિલ્હીના દ્વારો ફરી ઠોકી રહ્યો."

"ઓહ્! એટલું બધું! ચંદ! ચંદ! હું હવે તૈયાર છું. સાત સાત વાર હાર્યો, છતાંય એ ઘોરી શાહ હજુ ન ધરાયો, તે ફરી મ્હોત માગવા આવ્યો? ફિકર નહિ. આ વખતે હવે એ પૃથ્વીરાજના હાથમાંથી જીવતો કદાપી જનાર નથી. આ વિલાસ--વૈભવો હવે મ્હારે મન હરામ છે. ચંદ! ઇચ્છન! ચાલો. મ્હારા ગળામાં રણમાળ ઘાલો. મ્હારૂં બખ્તર, ઢાલ, તરવાર અને ધનુષ્યબાણુ મ્હારા હાથમાંઆલો." પૃથ્વીરાજ વિલાસ વૈભવના સાધનોને ઠોકરે ઉડાવી ઉભો થતાં ગર્જ્યો:

"ક્યાં ગઇ સંયુક્તા! લાવ, લાવ ક્યાં મૂક્યાં છે, મ્હારા શસ્ત્રાસ્ત્ર?"

"ક્યાં જાવ છો?" સંયુક્તાએ હવે પાસે આવી પતિનો હાથ પકડયો.

"નથી ખબર! હજુ પણુ નથી ખબર? હજુ તો પૂછે છે?

પોકાર જો પાડી રહી છે માત મ્હારી ભારતી,
સાંભળ! મ્હને સંભારી રહી છે હાય! આંસુ સારતી.
જો! દિલ્હી પર! એ શાહનો ડંકા અહા વાગી રહ્યો,
ઓ ચંદ! મ્હારો દેશ! જો મ્હારી મદદ માગી રહ્યો.

માટે જલ્દી જા, મ્હારા હથીયાર લાવ.

ઉભા રહો, આંસુ લૂછું છું આવીને ઓ ભારતી!
લોહી યવનના રેડીને મૈયા! ઉતારૂં આરતી!
ક્યાં છો? અરેરે! ક્યાં ગયા છો? એમ એ પોકારતી,
જીવો! ઘણું જીવો હજુ! મા ભવ્ય મ્હારી ભારતી."

"શાબાશ ચોહાણકૂળ–ભૂષણુ પ્રતાપી પૃથુ! શાબાશ."કહેતાંજ ચિતોડનો મહારાણો સમરસિંહ ત્યાં તેજ ઘડીએ આવી પ્હોંચ્યો.

"પૃથુ.........

રણવીરને રણવાસ આ...નહિ જરા પણ છાજે,
ચૌહાણના યશવન્ત નામો આ થકી લાજે.
આ દેશ પર ડંકા અરેરે ! શત્રુના ગાજે,
એ સાંભળીને દીલ ત્હારૂં કાં નહી દાઝે ?

ચાલ આગળ થા.

દિવાના થઇ જનેતાની ચલો વ્હારે હવે દોડો,
પ્રિયા ને પ્રેમના બંધન પૃથુ ચૌહાણ સૌ છોડો.
મદનના(ધનુષ્ય)બાણુની દોરી...તમારા દાંતથી તોડો,
બચાવો દેશને આજે...સમય છેકજ રહ્યો થોડો."

"તૈયાર છું. સમરસિંહ ! હું હવે તૈયાર છુ."

સંયુક્તાએ પતિદેવની કમરે તરવાર લટકાવી. રાજ્યમુકૂટ પ્હેરાવ્યો. આરતિ ઉતારી મંગળ–તિલક કર્યું. ચરણે પડી સર્વેશને સૌભાગ્યદેવતાના શ્રેયને માટે પ્રાર્થના કરી. પરંતુ વિદાય આપતાં એની પ્રેમાળ આંખોમાં પાણી ભરાયાં. તે જોઇને સમરસિંહ બોલ્યો:

"સંયુક્તા! સંયુક્તા ! તું જયચંદ્ર રાઠોડની વીર પુત્રી છે. જ્યારે માતૃભૂમિને ત્હારા પતિદેવના પ્રાણની આહૂતિની જરૂર પડી છે, ત્યારે ત્હને આમ આંસુ વેરવા ન શોભે! એક વીરાંગનાને છાજે એમ એને ઉત્તેજીત કરી, પ્રેરણાબળ સિંચી, હસ્તે મુખે વિદાય આપ."

"અલબત્ત! ઓ જાદુઇ પ્રેમની પૂતળી ! મ્હારા સિંહને હવે ત્હારા સ્નેહથી બોડમાંથી કૃપા કરી છૂટો કર. અને તું જો લોહી તરસી જોગણી થઇને જ અવતરી હોય, તો ત્હારા ખપ્પરમાં ભારતવર્ષના વિધ્નસંતોષી શત્રુઓનાં રૂધીર ભરી લે." બારોટ જતો જતો પણ ગાજ્યો.

" કવિરાજ ! હવે તમારે કે'વું નહિ પડે. " એટલાજ શબ્દો સાથે સતી સંયુકતાએ આંસુ લુછી પતિના કંઠમાં વિજય પુષ્પમાળા ( રણમાળા ) પ્હેરાવી.

"તમ રાજને ! તમ તાજને ! પૃથ્વીપતિ ! શોભાવજો,
મમ સાસુજીની કૂખને હે કંથજી ! દીપાવજો.
માથુ મુકી લઢજો અને વરજો વિજયની દેવીને,
રણમાં પડો માતૃભૂમિના પ્રિય ચરણો સેવીને,

હૃદયવલ્લભ ! રણવાસના દરવાજા આજથી તમારે માટે મ્હેં બંધ કર્યાં છે, માટે જો રણમાંથી વિજયમાળા કંઠમાં પ્હેર્યા સિવાય પાછા ફરશો, તો આ સંયુક્તા તમારૂં મોઢું જોવા નહિ માગે, અને જો માતૃભૂમિની સેવા કરતાં કરતાં કદાચ રણમાં ખપી જશો, તો સ્વર્ગની અપ્સરાઓ તમને વિમાન લઇ લલચાવી, વરવા આવે, તે પ્હેલાં જ તમારી સેવામાં હાજર થવાની તૈયારી પણ મ્હેં કરી રાખી છે. હવે આપ ખુશીથી પધારો. "

" અને મ્હારા તરફથી પણ આ વિદાયગીરીની પુષ્પમાળા પ્રાણનાથ ! સ્વિકારતા જાવ. " ગદ્ગદ્ કંઠે અને સજળ નયને રાજ્યમહિષી ઇચ્છને પતિના કંઠમાં પોતાની ગ્રીવામાં પ્હેરેલી પુષ્પમાળા નાખી દીધી.

એ પુષ્પહારો પૃથુની ગ્રીવામાં પડયા. સંયુકતાને છેવટની ચુમી લઇ, દેવી ઇચ્છનકુમારીને હૈડા સરસી ચાંપી પૃથ્વીરાજ કવિ ચંદ અને રાણા સમરસિંહની સાથે રણવાસ છોડી ગયો. હવે એ સગ્ગી બ્હેનોની માફક સંયુકતા અને ઇચ્છન એકેકને બાઝી પડયાં.

હતભાગી હિન્દુસ્તાનની ભાગ્ય-શેતરંજ ઉપર રજપૂતોનો આ છેલ્લો પાસો હતો. પોબારની આશાથી ફેંકાયલા એ પાસાએ કેટલા દાણા દેખાડયા ? તે હવે જુઓ.

## પુષ્પ: ૫ મું: "પત્થરપરપાણી."

પૃથ્વીરાજે પોતાની પુત્રી સંયુક્તાનું હરણ કરી પોતાને નીચું જોવડાવ્યું, એ અપમાનનો ડાઘ હજુ જયચંદ્રના દીલમાંથી ન્હોતો ફીટયો. સમય આવે પોતાના અને કનોજના નામને લાગેલું એ કાળું લાંછન ધોઇ નાખવા તેણે મનમાં દૃઢ સંકલ્પ કર્યો. પરંતુ હજુ છ છ માસ થયા એવો કોઇ પ્રસંગ ઉપસ્થિત થયો નહિ.

એવામાં એકાએક દિલ્હિમાં ફેલાયલી અંધાધુંધીની અને હુલ્લા-હુલીરાયની મદદથી હિન્દ જીતવા આવતાં ઘોરી શાહની ચઢાઇની તૈયારીની વાત તેને કાને આવી. દીલમાં ખટકી રહેલું વર્ષોનું વૈર આંખો આગળ તરી આવ્યું. પોતાના શુરા સામંતોની વિરૂદ્ધ જઇ તેણે પૃથ્વીરાજ ચૌહાણને હરાવી તેનો મદ ઉતારવા ઘોરી શાહને ફરી એક વાર દિલ્હી આવવા આમંત્ર્યો. પત્ર લખી પોતાના તરફથી પણ પૂરતી મદદ આપવા જણાવ્યું.

"હું સૈન્ય સાથે દિલ્હી આવું છું. તમે તમારા સૈન્ય સાથે મ્હને મદદ કરવા તૈયાર રહેજો." એવો પ્રત્યુત્તર અફઘાનિસ્તાનથી નીકળી ચૂકેલા ઘોરીનો આજે જયચંદ્રના દરબારમાં આવી પ્હોંચ્યો હતો. ઘોરી શાહને પૃથુની સ્હામે થવામાં મદદ ન કરવા માટે ડાહ્યા સામંતો રાઠોડ—નરેશને સમજાવી રહ્યા હતા, ત્યાં તો અણચિંતવ્યો પૃથુનો બારોટ કવિ ચંદ હાથમાં સળગતી મસાલ સાથે દરબારમાં દાખલ થયો.

"કોણ ચંદ કવિ! પધારો, પધારો." જયચંદ્રે ચંદ બારોટને સન્માનથી બોલાવ્યો.

પરન્તુ ચંદ નીચે ન બેઠો. હાથમાં સળગતી મસાલ લઇ તે દરબારમાં વિરાજેલા દરેકે દરેક સામંતોના મોઢા જોવા લાગ્યો, એટલે અજાયબીમાં ગર્ક થયેલ કનોજપતિએ પૂછ્યું. "ચંદ! દિલ્હીના શા સમાચાર છે?"

કશો પણ પ્રત્યુત્તર ન આપતાં ચંદ પુનઃ ધારી ધારીને પ્રત્યેકના મોઢા ગમી જ જોઇ રહ્યો.

"ચંદ! આટલો બધો પ્રકાશ છતાં આ મસાલ સળગાવી લાવવાની કંઇ જરૂર?"

"કનોજપતિ! આપના દરબારમાં હમેશાં અંધારૂંજ રહેતું હોવાથી મ્હને બધાના મોઢા બરાબર માલમ પડે, એટલા પૂરતી."

"અંધારૂં? ચંદ! તમે આ કેવું વિચિત્ર બોલો છો? દરેકના મોઢા સામું જોઇ તમે કોને શોધી રહ્યા છો?"

"રાઠોડ નરેશ? હું સંપને શોધી રહ્યો છું."

"સંપ!" જયચંદ્ર આશ્ચર્યપૂર્વક ગર્જી ઉઠયો.

"જી. હા! કનોજેશ્વર! તમે બળીયા છો, છતાં બુદ્ધિવાન નથી. તમારી ભૂમિમાં જ્ઞાન-સૂર્ય ઉગતો હોય, એમ મ્હને લાગતું નથી. અને કદાચ ઉગતો હોય તો પણ પ્રકાશના તો ફાંફાંજ છે."

"એમ કેમ?"

"તમને ખબર તો હશે, કે હિન્દુસ્તાન ઉપર શાહબુદ્દીન ઘોરી આ વખતે જબરૂં સૈન્ય લઇ ચઢી આવે છે."

"હા. પણ તેનું અત્યારે શું છે?"

"અત્યારે નહિ તો પછી ક્યારે? આગ લાગશે, ત્યારે કૂવો ખોદવા બેસશો? જાણો છો, છતાં હજુ બગાસાં કેમ ખાવ છો?"

"ચંદ બારોટ! ઘોરી શાહ દિલ્હી ઉપર ચઢી આવે છે, કનોજ ઉપર નહિ. એ પૃથ્વીરાજનો શત્રુ છે, આ જયચંદ્ર રાઠોડનો નહિ."

"અહીંજ તમે ભૂલો છો, સાત સાત વાર દગો દેનાર, વિશ્વાસઘાત કરનાર, એ કાફરનો વિશ્વાસ કદી નહિ કરો. પણ યાદ રાખો, કે આજે જે દિલ્હીની દશા છે, તેજ કાલ કનોજની પણ થશે. આજે પૃથ્વીરાજ પડશે, તો કાલેજ જયચંદ્ર રાઠોડનો વખત આવશે. સ્વાર્થ પાસે એ દગાબાજ અને બેવચની સુલતાન કોણ સ્નેહી અને કોણ શત્રુ? એ નહિ વિચારે. આજ અમારો વારો, તો કાલ તમારો."

"બારોટ! પૃથ્વીરાજે મ્હારા ભાઇનું લોહી પીધું છે. સંયુક્તાનું હરણ કરીને હજારોની વચમાં મ્હારૂં નાક કાપ્યું છે. એનો બરાબર બદલો આ વખતે વળી રહેશે. દિલ્હીના સળગતા રાજ્યમહેલો જોઇ કનોજપતિના હૃદયની આગ હોલવાઇ જશે. અમારૂં અપમાન કરી તમે હસ્યા છો, તો હવે તમારૂં અપમાન થતું જોઇ અમે પણ હસીશું."

"કનોજપતિ! આવો ઉંધો વિચાર અત્યારે નહિ કરો. એ હસવાનો વખત તો વિશ્વનાથ લાવશે ત્યારે. બાકી હાલમાં તો...રડવાનાજ ચિહ્નો ચોકખાં અવલોકાય છે.

આજે ભલે હરખાવ કિન્તુ કાલ એવી નહિ રહે,
આનન્દને બદલે તમારી આંખથી આંસુ વહે.
જેવી અમારી આજ છે, તેવી તમારી કાલ છે,
ચૌહાણ ને રાઠોડના અંતે તો એકજ હાલ છે.

તમે એમ માનો છો, કે ઘોરી શાહ દિલ્હી છુંદીને સ્વદેશ ચાલતો થશે ? તમારૂં નામ સુદ્ધાં નહિ લે ? તમારી સાથે જીંદગીભર મત્રતા બાંધશે ? આપેલો કોલ નિભાવશે ? ના, ના. આ દુનિયામાં કોણુ કોનું છે ? કોઈ કોઇનું નથી. તેમાંય વળી આ તો એક પરદેશી! અને તે પણુ સત્તાનો ભૂખ્યો ! લક્ષ્મીનો લાલચુ ! આંખનો આંધળો! કાનનો કાચો ! હૈયાનો ફુટેલો ! અને વ્હેમનો સાગર ! એ સોનેરી આશાના શમણાજ ઉંચા મૂકો.

તમે કાલે હતા મ્હારા, અને આજે બીજાના છો,
હતો-કાલે તમારો હું, અને આજે બીજાનો છું,
'તમે કો'છો તમારો છું" કથન એ ફક્ત મ્હોનું છે,
વિચારીને જુઓ તો આ જગતમાં કોણુ કોનું છે ?

જરા વ્યવહારિક દષ્ટિએ લાંબો વિચાર કરો, તો સ્પષ્ટ સમજાશે, કેઃ—

ઘડીમાં બે બને એકી, ઘડીમાં એકના બમણા,
તમારો હું, તમે મ્હારા છીએ એકેકના હમણા.
ઘડીમાં કાંકરો કે'શો...ઘડીમાં તેજ સોનું છે,
પરન્તુ પળ પછી જોજો જગતમાં કોણ કોનું છે ?"

" હા. હા. હા. હા. ચંદ ! તું તો આજ એક નાદાન છોકરાના જેવી વાતો કરે છે. અરે રેતીમાં ઘર બાંધે છે, હવામાં કિલ્લા ચણે છે."

" અને એજ કિલ્લા એક વખત સાક્ષાત્કારમાં પલ્ટાઇ જઈ હવાની ફૂંકની સાથે જમીનદોસ્ત થઈ જશે. હસી લ્યો. હસી લ્યો. તમને મ્હારા આ શબ્દો અર્થ વગરના ટાલલાં, અને નાદાનીયતથી ભરેલ ભાસતાં હોય, તો બેધડક હસાય એટલું, પેટ ભરીને હસી લ્યો.પણ સાથે સાથે એ ન ભૂલતા, કે બહુ હસવું. અને બહુ હરખાવું, એ

રડવાના અને મરવાના ચાળા છે, વધારે નફ્ફાઇ એ નાશ અર્થાત્ નિકંદનની નિશાની છે.

આજે હસો અમને પરન્તુ કાલ હસવું નહિ જુઓ,
કૂસંપ તેમજ વૈરમાં કાં દેશને ખોદ્દો ખૂઓ?
હાથે કરી મા આપની વિધર્મીને વેચો નહિ,
અફસોસ! માના ચીર! સગ્ગા પુત્ર થઇ ખેંચો નહિ.

જુઓ! જુઓ! જયચંદ્ર! આ વખત કેટલો બધો બારીક છે? વિચાર કરો. અંતરનું અંદરઅંદરનું ઝેર—વેર અત્યારે ભૂલી જાવ, અને એકજ દેશના સાચ્ચા સપૂત હોવાનો દાવો કરી ભ્રાતૃભાવના છત્ર નીચે ભારતવર્ષની વ્હારે ધાવ.

સગ્ગી તમારી માતના સુલ્તાન વસ્ત્રો તાણશે,
શું નગ્ન માને દેખવામાં મજા, પુત્રો માણશે?
મા—બ્હેન વહુ ને દીકરીની...લાજ શું લુંટાવશો?
પરતંત્રતાની ધુંસરી ગરદન ઉપર મૂકાવશો?

એ વિશ્વાસઘાતીને વિશ્વાસે ન રહો. નહિ તો તમારાં વ્હાણ નક્કી ડૂબશે, ભરોસાની ભેંસ ભૂખેજ મરશે.

ઉશ્કેરી માંહોમાંહ એ તમને લઢાવી મારશે,
જો જો! તમારા હાથથી કાસળ તમારૂં કાઢશે.
આંતર કલહ—કંકાશમાં શક્તિ તમારી ખૂટશે,
દુશ્મન દગો દેશે! તમારૂં પોત્તિકું ઘર ફૂટશે.

માટે મ્હારી નમ્રતાભરી વિનંતી છે, કે તમે ભાઇ—ભાઇ વચ્ચેનો કજીઓ ઘરમેળે પતાવી નાખો."

" આ ભવે તો નહિ, આવતે ભવે. ચંદ ! એ કજીઆ હવે એમ જરામાં પતે એમ નથી. એ વખત વહી ગયા, હવે તો યુદ્ધભૂમિ ઉપર ચૌહાણ અને રાઠોડોની પાણીદાર સમશેરો એ કજીઆનો છેલ્લો નિકાલ લાવશે. "

" અફસોસ ! અફસોસ ! અફસોસ !
ફાટયું આખું આભ ત્યાં...શી રીતે સંધાય ?
પેટ પાકયું જ્યાં પોતિકું...ક્યાં પાટો બંધાય ?
હોલવવી કેવી રીતે ...લાગી ઘરમાં લ્હાય,
કહેવત એ ખોટી નથી કેઃ—ઘર ફુટે ઘર જાય.

કનોજના સ્વામી ! જે દશા તમે પૃથ્વીરાજની, પારકાની જોવા માગો છો. ઇચ્છોછો, તેજ દશા પ્રભુ તમારી પણ લાવશે. તેવો દુર્ભાગી દિવસ તમને પણ એ ન્યાયી નિરંજન જરૂર દેખાડશે. એ અનુભવ અને એ લ્હાણુ તમનેય લુંટવાના મળશે. તમે કોરા નહિ રહી જાવ.

સામ્રાજ્યના વિશ્વાસુ સ્થંભો તે તડાતડ તૂટશે,
હતભાગી હિન્દુસ્થાનનું સૌભાગ્ય–દર્પણ ફૂટશે.
વિધવા જનેતા હાય! ફરીને કર કપાળે કૂટશે,
ઐશ્વર્ય તેમજ આબરૂ (એ) બન્ને તમારા લૂટશે.
શક્તિ અને સાહસ તમારાં તે સમૂળાં ખૂટશે,
એ ઇશ્વરી પયગામ જ્યાં તમને પકડવા છૂટશે.
પ્રભુ બિચારો કાં'વશે...પગ તમે પાછા ભરો,
કૂસંપીઓ આ હિન્દને... હવે તમે ખાલી કરો.

એ વખત ન આવે, એ આગળથી વિચારવાનું છે, પછી તો તમે જાણો."

"ચંદ ! હજુ જયચંદનો હાથ તમે નથી જોયો. પૃથ્વીરાજ ચૌહાણ અને જયચંદ્ર રાઠોડ એ બેમાં બહુજ ફેર છે. "

"રે'વા દયો. કનોજપતિ ! બાંધી મુઠ્ઠી લાખની. સંયુક્તાના હરણ વખતે કનોજના અગણિત સૈન્યમાંથી દિલ્હીપતિને પકડવા કોઈ પણ નહિ ફાવ્યું, એ તમારી બહાદુરીની વાત મ્હારી ક્યાં અજાણમાં છે ?"

" અને એ વાત હું પણ નથી ભૂલ્યો. ચંદ બારોટ ! વખત આવે ત્હારા આ મ્હેણાનો અને મ્હારા એ અપમાનનો જવાબ ઝેરથી પણ પૂરી રીતે મળશે. "

" આવાં અભિમાની શબ્દો બીજું કોઇ નહિ, પરન્તુ તમને તમારો કાળ, તમારૂં ફૂટેલું કપાળ, અને દેશની પરતંત્રતા તેમજ પડતીના ચિહ્નની ન્હોબત બોલાવે છે. પરન્તુ જ્યારે વખત આવશે, ત્યારે તો......

આ શબ્દ ને શમશેર બંને હાથમાં એ રહી જશે,
ફરતાં સિતારો ભાગ્યનો...જાહોજલાલી વહી જશે.
આજે વદો છો બોલ આ, પણ એજ મુખમાં રહી જશે,
જે થવાનું તે થઇ જશે, ધાર્યું તમારૂં નહિ થશે. "

" ભલે ભલે ! ઘોરી શાહ કનોજની સ્હામે જ્યારે પોતાનું માથુ ઉંચકશે, ત્યારે આ કનોજપતિની કમરે ઝૂલતી તરવાર એને પણ જોઇ લેશે. "

" ભૂલો છો. ભૂપાળ ! અહીંજ તમે ભૂલો છો. તમારાથી એ વેળા પછી કંઇજ નહિ થાય. કંઇજ નહિ જોવાય. એ તો છે તેમજ એમની એમ લટકતી રહી જશે.

અભિમાને મીંચી આંખો, ફૂલણજી થઇ નહિ ફૂલો,
રહ્યો છે નહિ, રહેશે નહિ, અચળ સદ્‌ભાગ્યનો ઝૂલો.
ઘડી બેની બધી શોભા ! ન એમાં આંધળા ડૂલો,
ચઢે ઉંચે, પડે નીચે ! અવિચળ ક્રમ નહિ ભૂલો.

બારે દિવસ કોઇના સરખા ગયા નથી, જતા નથી, અને નહિજ જાય.

હુંપદમાં અંધ હરખાતાં...અધૂરાં કુંભ છલકાતાં,
પલકભરની પ્રભુ–માયા...વિષે શું મૂર્ખ ! મલકાતાં ?
ઉંચો નીચો થયા કરતો...વિધાતાનો ચલિત ઝૂલો,
ઉપર એ લઈ ગયો આજે, ન એથી એકદમ ફૂલો.
નીચે નહિ આવશે પાછો...ન માની ડા'પણે ડૂલો,
જગત્‌ના તાતનો દિન–રાતનો નહિ કાયદો ભૂલો.

પળપળ પલટાતાં પાણીના મૌક્તિક–બિન્દુઓ જેવાં સાંસારીક જીવનના અનિશ્ચિત શીળા–તડકા ! એ તે કયાં સુધી અમર, આશાવન્ત, અને ઉજવળ રહે ?

સત્તા અને આ સાહ્યબી ચપટી વિષે ચોળાઇ જશે,
મસ્તક અભિમાની રમતમાં રણુ વિષે રોળાઇ જશે.
તનમાં ન રે'શે જીવ મ્હોંમાં જીભ પણ રે'શે નહિ.
એવો દિવસ એક આવશે, કોઇ દાદ પણ દેશે નહિ.

× × × ×

જાનોજીગર છે, તેજ ગરદન પર છૂરી પણ મૂકશે,
જે પીઠ ઠોકે છે તમારી તેજ મોઢે થુંકશે.
ઘર લૂટવાને પારકા તો પછીથી સૌ છૂટશે,
પણ) પ્હેલાં તમારા–પોતિકા વિશ્વાસુ તમને લૂટશે. "

" ચંદ ! દિલ્હીશ્વરે તમને અહીં ઉપદેશ દેવા મોકલ્યા છે? કે..."

" સંદેશ સંભળાવવા."

" તો તે સંભળાવીને, તેનો જે મળે તે જવાબ લઈ ચાલતા થાવ. હું જાણું છું, કે દિલ્હીમાં તમારા જેવા ડા'પણના પુષ્કળ ખજાનાઓ પડેલા છે. પરન્તુ ભલે! તે બધાને ત્યાંજ રહેવા દયો. અમારા કનોજમાં એની જરૂર નથી."

" અને કનોજમાં એવો એક પણ ડહાપણનો દરિયો નથી, તેથીજ આ વખત પણ જોવો પડે છે. જો એક પણ હોત તો..."

"બસ. આગળ વધતા વાદવિવાદને ઉંચો મૂકી જે કામે આવ્યા છો, તેજ કામ કરી રસ્તે પડો."

" તો સાંભળો. દિલ્હીશ્વરનો એવો નમ્ર સંદેશ છે, એવી નમ્રતા ભરી અરજ છે, કેઃ—જો દેશને પરધર્મીઓના પગ તળે કચડાતો, છૂંદાતો, રીબાતો બચાવવો હોય, તમારા ધર્મ નીતિ, અને આબરૂના સંરક્ષણ તમને પ્યારાં હોય, તમારા હૈયામાં તમારી જન્મભૂમિ માટે તમને કંઇ માન, મમતા, માયા, કે દાઝ હોય, તમારી પવિત્ર મા, બ્હેન, પુત્રી, પત્ની અને વહુઓના પતિવ્રતને માટે કંઇ લાગણી હોય, તો હિન્દના એકેએક સુપુત્રની એ ફરજ છે, કે માંહોમાંહેના આ ભયંકર વિખવાદ અને અંગત વૈરભાવોને આ વેળા વિસારી દઇ એકે મતે, એકે પગે, અને એકે અવાજે, વીરહાક ગર્જાવી માતા ભારતીના વિશાળ વાવટા નીચે એકત્ર થાવ. તમારી જનેતાની લાજ પરદેશીઓને હાથે જતી–લૂટાતી બચાવો."

" ચંદ! તમારો પરાક્રમી રાજા રાણીવાસમાં રહી રહીને શું એટલો બધો બાયલો બની ગયો છે? ઘોરીશાહથી એટલો બધો બ્હીએ

( વાંચો ) સચિત્ર **મદાલસા** ભાગ ૧-૨ દરેકની કીં. ૦-૮-૦

(વાંચો) સચિત્ર રણછોડ લીલા ભાગ ૧-૨ દરેકની કીં. ૦-૮-૦



(વાંચો) સચિત્ર જુલ્મી જનેતા કીં. ૦-૧૦-૦

( વાંચો ) સચિત્ર "હિંદુસંસાર" કીં. ૦-૧૨-૦

બુકસેલર રણછોડલાલ મોતીલાલ, રીચીરોડ-અમદાવાદ.

છે, કે સાત સાત વાર સ્હામા થયા પછી આજ સ્હામી છાતીએ બાથ ભીડતાં પણ અચકાય છે? પાછાં પગ ભરે છે? તો પછી દેશનો દા'ડો પણ એ શું વાળશે? બાકી અમને તો સોએ સો ટકા ખાત્રી છે, કે દિલ્હીનું ગમે તે થાગ, અજમેર ભલે પડે, પૃથુ જીતે કે હારે, પરંતુ શાહબુદ્દીનથી કનોજનો તો વાંકો વાળ પણ નહિ થાય, નહિ થાય, તે નહિજ થાય. અને તેમ છતાં જો એને હોંસ રહી જશે, અને આવશે, તો જોયું જશે." કનોજીયાઓએ કમ્મરે તરવાર લટકાવી છે, કાંઇ કાષ્ટનું રમકડું નથી બાંધ્યું. તમારા રાઠોડ–સરદારની પેઠે કંઇ કાંચળીઓ અને ચૂડીઓ નથી પ્હેરી. સમજ્યા? અમે તમારી પાસે, તમારી માફક મદદને માટે ભીખના ટુકડા માંગવા–ઉઘરાવવા નહિ આવીએ. કનોજનો રાઠોડ પોતાનું અને પોતાના દેશનું રક્ષણ સ્વમાનમાં રહી કેમ કરવું? તે સારી રીતે સમજે છે. માટે એ અમને શિખવવાનું નહિ. એ બધું તો તમારે, મદદના ભિખારીઓને શીખવાનું."

"શું પૃથ્વીરાજ ચોહાણ! મદદનો ભિખારી?" ચંદ ભવાં ચઢાવી રાતીચોળ આંખે જોઇ રહ્યો.

"અલબત્ત! એક વાર નહિ. પણ હજાર વાર ભિખારી, ભિખારી, અને ભિખારી. મારતાં નથી આવડતું તો રહ્યું, પણ બારોટ! ચોહાણોને મરતાંય નથી આવડતું?"

"અમને નથી આવડતું, તો રહ્યું. પરંતુ તમને આવડે છે, તે ભૂલી નહિ જવાય. એની સંભાળ રાખજો. થોડે થોડે દિવસે એના અમર અમૃતપાન કરતાં રહેજો. કનોજપતિ! આ વેળા અમારાં એકલાના નહિ પરંતુ તમારા દિવસ પણ ભરાઇ ગયા લાગે છે."

"છતાં અત્યારે તો એ તમારૂં વાક્ય તમનેજ બરાબર લાગુ પડે છે."

"અને તમારે માટે પણ હવે તૈયારી થઇ રહી છે. જે દિવસ અમે જોઇ રહ્યા છીએ, જે દિવસ તમે અમને જોડાવવા ઇચ્છી રહ્યા છો, તેજ દિવસ, તેવાજ દિવસો જોવાને માટે હવે તમારે પણ બહુ નહિ થોભવું પડે. કનોજપત ! તમારા મનના મનોરથ ! દીલના અરમાન ? અને અંતરના કોડ હવે ટુંક વખતમાં પુરાશે. અરેરે !

અફસોસ ! મ્હારા દેશનું જે હીર તે ચૂસઇ ગયું,
કંકુ ભીનું થઇ ભાલ ચંદ્રકનું હવે ભૂંસઇ રહ્યું.
કુસંપ પેંઠો દેશમાં...દીલો પરસ્પર ભિન્ન છે.
દુર્ભાગી મ્હારા દેશની પડતી દશાના ચિહ્ન એ !

મહારાજ ! ત્યારે છેવટ આપનો જવાબ ?"

"જવાબમાં જઇને કહેજો, કે જો જયચંદ્રની મદદની સત્તર વાર જરૂર હોય, કનોજપતિના સૈન્યની એટલી બધી ગરજ હોય, તો એના સાર્વભૌમ્યપદને સ્વિકારી, સ્હામે આવીને ચરણે પડે."

"ઓહો ! આ જવાબ ?"

"હા. હા. એ જવાબ."

"નહિ સૂજે. આંખો અભિમાનથી બંધ થઈ ગઇ છે, ત્યાં સુધી ગમે એટલું કહો, પરન્તુ પત્થર પર પાણી. કનોજપતિ ! કહું છું, કે ભારતવર્ષની ભાગ્યવિધાત્રી આજ વાંકી છે. હજુ સમજો તો સારૂં. નહિ તો પછી પાછળથી પસ્તાવું પડશે. પરિણામ બહુજ માઠું આવશે."

"પરવા નથી. રાઠોડ બચ્ચો ભવિષ્ય, શીર, અને સારા માઠા પરિણામનો વિચાર કદી કરતોજ નથી. એ બધું તમને અને તમારા નિર્માલ્ય નૃપતિને સોંપ્યું."

" મહારાજ ! આપ...એ..."પ્રધાન ઉભો થઇ કંઇક બોલવા ગયો.

"બસ ! મ્હારે તમારા કોઇનું કશું પણ નથી સાંભળવું. દિલ્હીનું સિંહાસન પચાવી પાડનાર ! એ સ્વાર્થી અને મગરૂર પૃથ્વીરાજ ! અને તેને મદદ ! નહિ, નહિ એને તો આ વખત બરાબર પડવાજ દેવો જોઇએ, કે ફરીથી એવું........"

"બહુ થયું. રાઠોડનરેશ ! હું તમને દિલ્હીપતિના ગુણો ગાવાનું નથી કહેતો, પરન્તુ મ્હારી હાજરીમાં એમને માટે નિન્દાજનક શબ્દ બોલશો, તો તે તો કદી નહિ સંભળાય."

" નહિ સંભળાય તો ચાલતા થાવ. તમને અહીં બોલાવ્યા પણ કોણે હતા ?"

" પોતાની ફર્જ બજાવવા, દેશને માટે ભીખ અને મદદની ઝોળી લઇ ભટકનારને માનાપમાન કે આમંત્રણની દરકાર હોતી જ નથી. છતાં હવે તમે પણ એટલું યાદ રાખજો, કે, જે એનું થશે, તેજ તમારૂં પણ થશે. દિલ્હીમાં દુસ્મનોની દુષ્ટતાનો દવ લાગશે, તેની સળગતી ચિનગારીઓના ઉડતા તનખા કનોજના છાપરાઓ ઉપર પણ કુસંપ રૂપી પવનના વંટોળીયામાં ઘસડાતા આવશે. ક્યારે આવશે ? એ અનિશ્ચિત છે. માટે આગળથી ચેતતા રહી, અત્યારથી જ એની ઉપર પાણી ઢોળતા રહેજો.

સ્વતંત્રા વેચી દઈ, થશે હિન્દ ગુલામ,
કનોજ દિલ્હીનું નહિ રે'શે નામ–નિશાન.
પૃથ્વીરાજ તેમજ તમે બંને ખોશો પ્રાણ,
ધારી કાઢી નાખશે...નક્કી કચ્ચરઘાણ.
ભારતમાંથી ભૂંસશે...રજપૂતોનું નામ,
જીવીશું તો જોઇશું...કુસંપનું પરિણામ."

પૃથ્વીરાજ ચૌહાણની આજ્ઞાથી ઘોરી શાહથી ઘેરાયલી માતૃભૂમિ ભારતીનું રક્ષણ કરવા જયચંદ્ર રાઠોડને મદદને માટે સમજાવવા આવેલો ચંદ બારોટ વ્હીલે માઢે દેશની દુર્દશા ઉપર વિચાર કરતો અને નિશ્વાસ નાખતો દરબાર છોડી ગયો.

કવિનું પાણી કનોજના પથરા ન પલાળી શક્યું.

---

# પુષ્પઃ—૬ ઠું.

## "ઇતિહાસમાં એકજ."



"કોને જોતું છે ? કોણે નથી જોયું ? કોણ નથી માનતું ? કે નિર્દોષ પશુઓ કસાઇની છૂરી નીચે કતલખાનામાં પોતાનો પ્રાણ ખુએ છે ! કાયદાની જાળમાંથી ગુન્હેગાર આબાદ છટકી જઇ બેગુન્હાઓ માર્યા જાય છે ! જેને જોતું હોય, અનુભવવું હોય, અને જે નહિં માનતું હોય, તેને મ્હારી પાસે લાવો. આ ચામુંડરાય પોતાના જીવતા ને જાગતા અનુભવથી, પ્રત્યક્ષ દૃષ્ટાંતથી તેની આંખો ઉઘાડી નાખશે."

કેદખાનાની અંધારી કોટડીમાં દિલ્હીપતિનો જમણો હાથ, અને શાહબુદ્દીન ઘોરીને સાત સાત વાર શિક્ષા આપનાર, શુરવીર ચામુંડરાય આજે વ્હેમી પૃથ્વીરાજના વ્હેમનો ભોગ થઇ, ભાગ્યદશાના પરિવર્તને લોહની સાંકળોથી બંધાઇ દિવાનાની માફક ગર્જના કરી

રહ્યો છે. પોતાનું અસીમ બળ કારાવાસની કોટડીના લોખંડી બારણા અને દિવાલો ઉપર તથા હવામાં મુઠ્ઠીઓ વીંઝી અજમાવી રહ્યો છે.

"આજ સુધી તો મ્હારી એવીજ સચોટ ધારણા હતી, કે કેવળ મૃત્યુલોકના નાશવંત અને પામર એવા માનવ પ્રાણીઓ જ ભૂલ કરતા હશે. પરંતુ મ્હારી એ માન્યતા આજે ખોટી ઠરી છે. પરમ વંદનીય અને દર્શનીય દેવલોક પણ ભૂલથી બચેલો લાગતો નથી. આજકાલના આલોકના ન્યાયાધિશની માફક ધર્મરાજાના ન્યાય-મંદિરમાં પણ ન્યાય અને નિર્ણય અંધારે જ વ્હેંચાતા લાગે છે, નહિ તો આમ બનેજ કેમ ?

પણ હોય ! એ તો દુનિયાનો કાયદો જ છે ને ! કે મ્હોટા જાણી જોઇને મ્હોટી ભૂલ કરે, તોય તેને પૂછનાર કોઇ જ નહિ. જ્યારે ન્હાના અજાણતામાં નજીવી ભૂલ કરે, તો પણ તેને છૂટવાની બારી નથી. **વિશ્વનિયંતા**ની વિચિત્ર સૃષ્ટિમાં આ પણ એક બેનમૂન વિચિત્રતા નહિ તો બીજું શું ?

એ તેજ રાજવી ! કે જેને માટે હું મ્હારા જીવનની પણ દર-કાર છોડી દઇ સાત સાત વાર **શાહબુદ્દીન ઘોરી** જેવા બળવાન દુશ્મનની સ્હામે એકલે હાથે ઝઝૂમ્યો. એ તેજ કદરદાન ! કે જેને માટે મ્હેં ગુજરાતના **ભીમદેવ**નો કાંટો રસ્તામાંથી સાફ કીધો. એ તેજ દિલાવર અને સખી દીલ **દિલ્હીસમ્રાટ** ! કે જેને માટે મ્હેં મુસ-લમાનની સ્હામે બાથ ભીડી **દિલ્હી**–દરબારનું નાક અને નામ જાળવ્યું. અને આ પણ એજ **ચોહાણ** મુકુટમણી ! કે જેણે કાચા કાનના બની એક હલકા વિઘ્નસંતોષી અને ઇર્ષાળુ સામતંના શબ્દો ઉપર વિશ્વાસ મૂકી મ્હારા જીવનભરના તમામ કર્યા કારવ્યાને આંખના એક પલકારામાં ધોઇ નાખ્યું.

ખરેખર ! રાજા, વાજા અને વાંદરા ! એના તે વળી વિશ્વાસ કેવા ? આજે રીઝે તો કહેશે રાજ આપો, કાલે ખીજે તો કહેશે ગરદન કાપો. કહો, હવે વિશ્વાસના વ્હાણ ક્યા સમુદ્રમાં હંકારવા ? જ્યાં ભાઇ ભાઇને, પિતા પુત્રને, પતિ પત્નીને, સ્વામી સેવકને અને રાજા રૈયતને અવિશ્વાસની આંખથી નિહાળતાં થઇ ગયા, ત્યાં પછી મ્હારા જેવા એકાદ બે સાચા પણ જુઠામાં ગણાઈ માર્યા જાય તો એમાં શું મોટી વાત છે ? શું આશ્ચર્યની વાત છે ?

પરન્તુ પૃથ્વીરાજ ! પૃથ્વીરાજ ! મ્હને ત્હારે માટે તો સ્વપ્ને પણ એવી આશા ન્હોતી, કે તું આટલા બધા કાચા કાનનો હશે ! જરા ધ્યાનપૂર્વક શાન્ત મગજથી વિચારતે તો.........

પત્થર કે પારસમણી...હીરો છે કે કાચ,
કુંદન છે કે કાંકરો...તે પળમાં પરખાત.

પણ એમાં એનીય શું ભૂલ ? એને એની ભાગ્યવિધાતાએ ભૂલવ્યો. અને હું મ્હારા પૂર્વજન્મના પાપનું પ્રાયશ્ચિત્ત કરી રહ્યો છું. જો મ્હેં ધાર્યું હોત, તો પ્રમાણિકતા અને વફાદારીને લાત મારી દિલ્હીના રાજ્યસિંહાસન, રાજ્યમુકુટ, અને રાજ્યલક્ષ્મી ક્યારનાય પાપણના પલકારામાં મેળવ્યા હોત. પણ નહિ, મ્હેં એવો વિચાર શુદ્ધાં નથી કીધો, ન્હોતો કીધો.

લઇ સર્વેશના સોગન પછી સમશેર મ્હેં ઝાલી,
વળી વિશ્વાસ પર રહીને વફાદારી ગણી વ્હાલી.
દિપાવ્યું નામ દિલ્હીનું...મહા સંગ્રામમાં મ્હાલી,
વિજય-સત્કારમાં જ્યારે જુઓ બક્ષીસ આ આલી !

*　　*　　*　　*

જેને માટે, માથું મૂકી, મૃત્યુના મુખમાં ચાલ્યો,
તેજ કદરદાને મ્હારી હિંમતનો બદલો આ આલ્યો.
જેને માટે જીવન હોમી કીર્તિ–ધન દિનરાત રળ્યો,
તેને માટે આ સેવકને સુંદર આ શીરપાવ મળ્યો !

ખલાસ. દુનિયામાંથી વફાદારીની કિંમત અને કદર અલો થઇ ગઇ.

ગરીબ જાણી ઘરમાં રાખ્યો તેજ ગરીએ ગરદન માર્યો,
પુત્ર ગણી પાળ્યો પ્રીતિથી તેણે પાલકને સંહાર્યો.
ભર દરિયામાં જીવન હોડી જેના વિશ્વાસે મ્હેં હાંકી,
તેજ માણસે કાંઠે પ્હોંચી નૌકા મ્હારી તોડી નાખી.
અક્કરમી એ નાવિક આજે નાખે છે અફસોસ ! નિસાસા,
મળી ધૂળમાં હવે હમારી હતભાગીની જીવન–આશા.
એ આશ ક્યારી કચડનારો...એકદર દિલ્હીપતિ,
વિપરિત વિધાતાએ જ જેને સુજાડી(આ)અવળી મતિ."

"સેનાપતિ સાહેબ !" જેલના સળીયાવાળા દરવાજાની બહ ઉભેલા રજપૂત પ્હેરેગીરનો આદ્ર સાદ ચામુંડને કાને પડ્યો.

"ઓહો ! આજે બહુ દિવસે સેનાપતિનું સ્નેહ–સંબોધન કા નાખનાર એ કોણ છે ?"

"હું–એક અદનો સેવક."

"કહે ! ત્હારે શું કે'વું છે ? ભાઇ !"

"સેનાપતિ ! આપના તમામ હૃદયોદ્‌ગારો મ્હેં સંતાઇ સાંભળ્યા છે, અને તે સાંભળ્યા પછી મ્હારૂં દીલ દયાદ્ર થઇ ગ છે. જો આપની ઇચ્છા હોય, તો હું આપને, મ્હારી પોતાની જો મદારી ઉપર અહીંથી ન્હસાડવા તૈયાર છું."

"એવું ભયંકર સાહસ ખેડવામાં કંઇ ત્હારો સ્વાર્થ ?"

"બેવડો છે. એક તો આપ નિર્દોષ હોઇ, વ્હેમનો ભોગ થયા છો. એટલે તમને છોડવાથી પ્રભુ મારી ઉપર મ્હેરબાન થશે. જ્યારે બીજી વાત એ છે, કે અત્યારે આપના વડીલ બંધુ કૈમાસના વધથી અને આપના કારાગૃહવાસથી દિલ્હીનિવાસીઓ, સામંતો અને સરદારો રાજ્યની સ્હામે બળવો જગાવી ઉઠ્યા છે. ઠેર ઠેર અંધેર, લૂંટ ને ચોરીનાજ ત્રાસ વધ્યા જાય છે."

"અને દિલ્હીનો સ્વામી એ બધું અટકાવવા કંઇ જ કરતો નથી."

"એઓ તો નવી રાણીના અંતઃપુરમાં વસન્તની હોળીઓ ખેલી રહ્યાં છે. એમને રૈયતનો પોકાર ઝીલવાની હમણાં ફુરસદ નથી."

"અને હું પણ એજ સમયની રાહ જોઇ રહ્યો હતો."

"સેનાપતિ સાહેબ ! આપ બ્હાર આવશો, તો કોઇનું ન માનનાર દિલ્હીપતિ આપનું કાંઇક માનશે. પ્રેમ–નિદ્રામાંથી જાગી દેશનું રક્ષણ કરશે, અને તેમ ન બને, તો પણ પ્રજાનો પ્રેમ આપે પુષ્કળ જીત્યો છે. દિલ્હીના એકેએક સામંતો, સરદારો અને શહેરીઓ તમારી વીરહાક નીચે એકત્ર થશે........"

"બહુ થયું. મ્હારા ભાગ્યમાં એ કીર્તિની લ્હાણ હજી નથી લખાઇ. જે સ્વામીનું તમે લૂણ ખાવ છો, તેજ સ્વામીનું હું પણ લૂણ ખાઉં છું. પછી લૂણહરામી થઇ તેના કેદીને છોડી દેવા, તમારામાં મૂકાયલા વિશ્વાસનો આમ ઘાત કરવો, એ શું ?......"

"સેનાપતિ ! મહારાજે તમારા વિશ્વાસનો ઘાત કરી એની પ્હેલ પોતે જ કરી બતાવી છે. તમે મ્હારી ભૂલ કાઢો છો, અને એમની કાં નહિ ? વળી હું તો મ્હારે માટે નહિ, પણ માતૃભૂમિને માટે..."

"મ્હને પોતાને આવડે છે. ચામુંડરાયના બાહુમાં હજુ એજ કૌવત કાયમ છે. પ્હેરેગીર ! જો મ્હારે કારાવાસ નજ સેવવો હોત, પૃથ્વીરાજ ચૌહાણની આજ્ઞા અમાન્ય કરી સ્હામેજ માથું ઉંચકવું હોત, તો પછી આ કેદખાનાની કોટડીના અંધારામાં આમ પૂરાવાનો પ્રસંગ ઉપસ્થિત થવા જ ન દેત. મ્હારી એકજ હાકે હજારો સૈનિકો અને સરદારો મ્હારે પડખે તરવાર તાણી ઉભા રહેત. અને હજુ પણ શું ગયું છે ? હજુ પણ ચાહું તો આ બેડી અને આ લોખંડી કમાડ તોડી બ્હાર આવવું, એ તો મ્હારે મન રમતની વાત છે. પણ નહિ, આખું જીવન વફાદારી વિષે હોમી દઇ, હવે સ્હેજને માટે શું એ બધું મ્હારે ધોઇ નાખવું ? જીવન સુધી આકાશ પાતાળ એક કરી કરેલી કમાઇ ઉપર એકજ પલકને માટે પાણી મૂકવું ? બને જ નહિ.

વફાદારી ને સેવામાં બધી આ જીંદગી ગાળી,
સફેદી સંઘરી તે શું ક્ષણિક માટે હું કરૂં કાળી ?
જીવન નિર્મળ વિષે લાંછન લગાડું સ્હેજને સારૂ ?
મીઠું પાણી પીધું છે મ્હેં...હવે પી જોઉં શું ખારૂં ?
ટકી રે'વું ગમે મુજને.. વફાદારી ને ટેકીમાં,
છૂટે તો છૂટશે મ્હારો એ છેલ્લો શ્વાસ નેકીમાં.

"પરન્તુ......ચામુંડરાય........."

"બસ કરો. મ્હારા પવિત્ર કાનના પડદામાં અને પવિત્ર હ્રદયમાં એ કલંકિત ભાવનાના ભણકારાં શુદ્ધાં ન સંભળાવા જોઇએ. દગો રમવો ! વિશ્વાસઘાત કરવો ! કપાળે કાળું કલંક લગાડવું ! શા માટે ?"

"માતૃભૂમિના ભલા માટે."

"માતૃભૂમિના શ્રેયની ફિકર—ચિન્તા મ્હારા ત્હારા કરતાં એ પરમકૃપાળુ પરમાત્માને વધારે છે. પ્હેરેગીર! પર શ્રેયને માટે પાપ કરવું એ કંઈ ધર્મ નથી."

"તો કૃપાનાથ! એ અધર્મ પણ કેવી રીતે કહેવાય?"

"પ્હેરેગીર! ધર્માધર્મની વ્યાખ્યા અત્યારે જેવી રીતે તું કરે છે, તું સમજે છે, તેમ તમામ નહિ કરે, નહિ સમજે. દુનિયાને શું? એ તો દેખે તેવું કહે. ચામુંડરાય જગતની આંખે એક સાચ્ચા વફાદાર વીર તરીકે ચઢયો છે. હવે થોડા જીવનને માટે આ પગલું ભરી લોક—હૃદયની એ ભાવનાને ભૂંસી નાખવા મ્હારો મુદ્દલ વિચાર નથી. મ્હારે હવે કેટલા કાળ જીવવું છે? અને જોવું છે? અર્ધી ઉપર જીંદગી તો ચાલી ગઇ.."

"છતાં હજુય એ જુવાનીનું જોમ એવું ને એવું કાયમ છે."

"ભાઇ! હું ભ્હાર નીકળીને પણ શું કરૂં? હથીયાર હાથમાં ધરવાની તો મ્હને પ્રતિજ્ઞા છે."

"પ્રભુ! આપના એકજ શબ્દ ઉપર હજારો સમશેરો ઉંચી થશે. માટે......"

"ધર્મ સંભાળો. ફર્જ અદા કરો. જો તમારે તમારૂં અને તમારી માતૃભૂમિનું ભલું કરવું હોય તો સૌથી પ્હેલાં તમે ટેકી થાવ. એકવચની થાવ. વફાદાર બનો. યાદ રાખો, કે:—દેશના વ્હાણ લોખંડન. હથીયાર પકડે નહિ, પરન્તુ ધર્મ નીતિ. અને સત્યના શસ્ત્રાસ્ત્ર પકડે તરે છે. પ્રજાના હૈયાં સત્તા અને સમશેરોથી નહિ, પરંતુ સ્નેહની સોટીથી જીતાય છે. આ જગતમાં શક્તિની સમશેર કરતાં નેકીની ઢાલથીજ વ્હેલો વિજય મેળવાય છે. માટે તમે પોતે તમારો ધર્મ બજાવો, બીજા ચૂકતાંઓને સદુપદેશ દઈ સમજાવો."

"મહાનુભાવ ! આપ તો નેકીના ફિરસ્તા છો. **લાખોમાં એક અને ઇતિહાસમાં પણ એકજ** છો. મ્હારી ભૂલને માટે હું ક્ષમા માગું છું"

"સાચ્ચા હૃદયનો પશ્ચાત્તાપ, એજ પતિતોને પાવન થવા માટે ક્ષમાની સીડી ! પણ બોલ. પ્હેરેગીર ! તું દિલ્હીના વર્તમાન જાણે છે ?"

"ઘણાખરા"

"ત્યારે સંભળાવ. મ્હારી માતૃભૂમિના હાલ બીજા શા ભયંકર સમાચાર છે ?"

"સાંભળો સેનાપતિ ! દિલ્હીમાં કેવળ દેશબાંધવોનોજ માંહોમાંહ ઉપદ્રવ નહિ, પરન્તુ પરદેશીઓનો પગપેસારો પણ થઇ ચૂક્યો છે."

"પરદેશી ! હેં ! એ વળી વિજાતીય શત્રુ કોણ ?"

"વારંવાર અહીં આવતા........"

અને પ્હેરેગીર આ વાક્ય પૂરૂં કરે, તે પ્હેલાં તો સ્હામેથી તેણે કોઇના આવવાના ઓળા દીઠા. "વધુ વાત પછીથી કહીશ...અત્યારે કોઇ આવે છે." કહી તે પોતાની જગ્યાએ જઇ ઉભો.

જ્યારે આવનાર વ્યક્તિઓ પાસે આવી, ત્યારે પ્હેરેગીર તેમને નમ્યો. ચામુંડરાયના કારાગૃહનું તાળું ઉઘાડી નાખવામાં આવ્યું. અંદર પ્રવેશનાર વ્યક્તિઓના મોઢા તરફ ચામુંડ જરા વાર જોઇ રહ્યો. ઓળખાણ પડતાંજ તે એમાંની એક વ્યક્તિ તરફ જોઇ બોલી પડ્યો "કોણ...................... ?"

વફાદારીનો મહામંત્ર ભારતવર્ષના ભૂપાળોના હૃદયમાં સોનેરી અક્ષરે કોતરી જનાર, ચામુંડ દહિમો ! એ **ઇતિહાસમાં એકજ !**

*એને કારાગૃહની કોટડીમાં આમ એકાએક મળવા આવનાર કોણ ?*

# પુષ્પ:—૭ મું.

"ડૂબતી નૌકા."



યમાસ ગયો. સંયુક્તાનું હરણ કરી લાવતાં રહ્યાં સહ્યાં વીર સામંતો પણ ખપી ગયાં. ચામુંડરાય કેદખાનાની હવા ખાઇ રહ્યો હતો, અને કાકા કહ્નન ચૌહાણે પણ કાળ–દૂતોનું તેડું આવ્યાથી ભત્રિજાની હમેશને માટે રજા લીધી હતી. આજે બળવાન સૈન્ય લઇ દિલ્હી જીતવા આવતા શાહબુદ્દીન ઘોરીને રોકવા પૃથ્વીરાજ પાસે એકપણ વીરનર ન્હોતો રહ્યો. ઓથ વિનાના એ પરાક્રમી વનરાજના પગ કોઇ દિવસ નહિ અને આજેજ ધ્રુજવા લાગ્યા.

છતાં કંઇ ચૌહાણભૂમિ એમ છેક વંધ્યા ન્હોતી થઇ. પરંતુ કયમાસના વધને લઇ અને ચામુંડરાયના કારાગૃહવાસની ઘોર સજાને લઈ ઘણાખરા વિશ્વાસુ સરદારો અને સામંતોના જીવ ઉંચા થઇ ગયા હતા. તેઓનો વિશ્વાસ હવે પૃથ્વીરાજ ઉપર પ્હેલાંના જેટલો ન્હોતો રહ્યો. માંહોમાંહેના આ કુસંપ અને અણવિશ્વાસમાં વળી દિલ્હીપતિની આળસાઇએ ઔર ઉમેરો કર્યો.

દેવીભક્ત ચામુંડરાય આજે હવે સહુને સાંભર્યો. ચિતોડના રાણાના પ્રમુખપદે યુદ્ધ વ્યુહ રચવા પૃથ્વીરાજ પોતાના ખાસ આવાસમાં ગણ્યાગાંઠ્યા સ્વદેશભક્ત સલાહકારો અને સામંતો સાથે આજ મસલત ચલાવી રહ્યો હતો. દિલ્હીની ડૂબતી નૌકાને બચાવવા તે બને તેટલા પ્રયત્નો કરી રહ્યો હતો.

પરન્તુ એનું છેવટ પરિણામ શૂન્યજ આવ્યું. રાણાના સલાહકાર પ્રધાન કયમાસ અને મરણીયા વીર ચામુંડરાયની આજની સભામાં ભારે ખોટ હતી. પૃથ્વીરાજની આંખમાં આંસુ ભરાયાં. પાસે બેઠેલા રાણા સમરસિંહે તે લૂછ્યાં. દિલ્હીપતિને ધૈર્ય દઇ હિંમત આપતાં શૂરાતન પ્રેરક શબ્દે તે બોલ્યો:

"પૃથુ ! આજ ત્હારી આંખમાં આંસુ કેમ ?"

"મહારાણા ! આજ મ્હારૂં કોઇ રહ્યું નથી. ચંદ બારોટ પણ કનોજથી નિરાશાજનક સમાચાર લઇ પાછો ફર્યો છે. રાઠોડો આપણને મદદ કરે એમ નથી લાગતું."

"પણ એમાં આટલો બધો કંપે છે કેમ ? જેમ જીવ્યો છે, તેમ મરી બતાવ. જન્મ્યા એ જવાના તો નક્કી જ. તો પછી મરતાં મરતાં પણ જગતમાં નામ પાછળ નામના કેમ ન મૂકવી ? પૃથુ ! મ્હારી સ્હામે જો. આખો સમુદ્ર તરનાર તું આજે એક ખાબોચિયાંથી કેમ હિંમત હારી જાય છે ?"

"સમરસિંહ ! હું યુદ્ધથી કે ચોરીથી ડરતો નથી...પણ..."

"તો પછી ત્હારી આંખો આજ ભીની કેમ થઇ છે ?"

"સમરસિંહ ! મ્હારો કયમાસ ગયો, કાકા ગયા, અને રાજ્યનો વિશ્વાસુ સ્તંભ ! મ્હારો જમણો હાથ ચામુંડ ! હા...તે પણ મ્હારો ન થયો. હવે આખો સમુદ્ર મ્હારે એકલેજ હાથે તરવાનો છે. અગાધ પાણી મ્હારે એકલાંએજ ખાળવાના છે. સાક્ષાત્ કાળનો આભાસ આપતા પ્રચંડ મોજાં મ્હારે એકલી છાતીએ જ સ્હામા થઈ ઉલંઘવાના છે."

"હોય ! હવે એ ભૂતકાળના ભણકારાને અત્યારે યાદ કરવાથી શો લાભ ?"

" મહારાજ ! રજા હોય તો બે શબ્દો કહી નાખું. " ખૂણામાંથી ચંદ બારોટ બે હાથ જોડી આગળ આવ્યો.

" ખુશીથી કહે. ચંદ ! આ પૃથ્વીરાજ હવે એકલે હાથે આ ઉંડો મહાસાગર તરી શકે એમ નથી જ. એને બધાનું સાંભળવું પડશે. "

" તો હજુ પણ સમય હાથમાં છે. નકામા વ્હેમને વશ થઇ કારાગૃહમાં નાખેલા એ વીર વનરાજ ચામુંડરાયને સમજાવી છોડાવી લાવો. એ એકજ વીર કેશરી શાહબુદ્દીન ઘોરીને માટે બસ છે.એની એકજ વીરહાક મ્લેચ્છોના મેઢા સમાન ટોળાને જીવ લઇ નસાડવા પૂરતી છે. "

" પણ એ ટેકીલો વીર પ્રતિજ્ઞા લીધા પછી હાથમાં હવે હથીયાર પકડે એ આશા આકાશકુસુમવત્ છે. "

" મહારાજ ! કદાચ્ આપત્તિને મોખરે આવી એ મરશે નહિ, પરન્તુ એના અગાધ જળને તરી જવાનો રસ્તો તો એ જરૂર બતાવશે. દેશના તૂટા-ફૂટા સામંત-તારોને એ એક પલકમાં સાંધી એકતાર બનાવી દેશે. "

" ડૂબતો માણસ તણખલાને વળગે, એવો આ ઉપાય છે. તેમ છતાં આટલું અપમાન સહ્યા પછી પણ ચામુંડરાય નમતું આપે, અને મ્હારે માટે હવે તરવાર તાણે........ "

" તમારે માટે નહિ, પરન્તુ એની જન્મભૂમિને માટે. "

" પણ પ્રભુ ! ચાલો તો ખરા. જવામાં શું જાય છે ? પ્રયત્ન કરવામાં આપણું શું જનાર છે ? સમજે તો સમજાવી જોઇએ. "

" અને નહિ સમજે તો ? " પથ્વીરાજે મુહૂર્તમાંજ અશુભ શંકા રજુ કરી.

"અન્નદાતા ! અત્યારથીજ એવી અમંગળ શંકા શા માટે કરો છો ? તમારામાં પાણી નહિ હોય, તો મ્હને સાથે લઇ ચાલો. ચામુંડરાયના રોમેરોમમાં સ્વદેશભકિતનું પૂર ઉછળાવવું એ કામ મ્હારૂં. બોલો, પછી કંઇ છે ?"

" શાબાશ. મ્હારા વફાદાર ચંદ ! શાબાશ. "

* * * *

અને ચામુંડરાયના કારાગૃહમાં વિરાજનાર ગત પુષ્પની પેલી ત્રિપૂટી તે આજ ! પથ્વીરાજ ચૌહાણ, ચિતોડના રાણા સમરસિંહ અને કવિ ચંદ.

ચામુંડ રાજ્યકેદી હોવાથી બંધન સિવાય ખાવાપીવામાં તેને કોઇ પણ પ્રકારનું દુઃખ દેવામાં આવતું ન્હોતું.તેના શરીરની શક્તિ અને કાન્તિ ચિન્તાને લીધે નહિ જેવી જ શુષ્ક થઈ ગઇ હતી. માંહે પ્રવેશતાંજ પૃથ્વીરાજના મ્હોંમાંથી સ્વાભાવિક ઉદ્ગાર સરી પડયો:

" ચામુંડ...! "

પોતાના અન્નદાતાનો અવાજ ચામુંડને પારખતાં વાર ન લાગી. પૃથ્વીરાજની અરુણીની આંખો પ્રતિ જોતાંજ તે તેના ચરણોમાં પડી ગદ્ગદ્ કંઠે બોલ્યો: "મ્હારા અન્નદાતા !"

જે આશા ! જે કલ્પના ! દિલ્હીશ્વરને સ્વપ્ને પણ ન્હોતી, તે આશા આમ અલૌકિક રીતેજ ફળિભૂત થતી જોઇ પૃથુના હૃદયમાં આનન્દનો ઉછાળો થયો.ચામુંડના પ્હેલાજ સંબોધને દિલ્હીપતિના દીલની શંકાઓને સાફ કરી નાખી.જેને પોતે વિના વાંકે કારાગૃહવાસી બનાવ્યો હતો. તેજ ચામુંડની હજુ જેવીને તેવીજ અચળ સ્વામીભક્તિ જોઇ પૃથુના નેત્રમાંથી પાણીની ધારા ચાલી. પોતાના બંને હાથ પ્રસારી ને ચામુંડને ભેટી પડયો.

" ચામુંડ ! મ્હારા વીર સેનાપતિ ! મ્હારી ભૂલ થઇ. મ્હને માફ કર. "

પગે પડવા જતાં પૃથ્વીરાજને ચામુંડે ઉભો કર્યો: "એ શું બોલ્યા ? અન્નદાતા ! તમે નથી ભૂલ્યા, પરંતુ બનવા કાળે તમને ભૂલાવ્યા છે. હવે એ ગઇ ગુજરી ભુલી જાવ. હોય ! માણસ માત્ર ભૂલને પાત્ર. ભૂલ વનાનો માણસ જ નથી હોતો. પ્રભુ ! બોલો. સેવકને શી આજ્ઞા છે? આપનું અહીં એકાએક કેમ પધારવું થયું ?

" એક નજીવી ભીખ માગવા. "

" માગી લ્યો. મ્હારા અન્નદાતા ! ખુશીથી માગી લ્યો. બેધડક માગી લ્યો. ચામુંડનું રોમેરોમ તમારી સેવામાં રજુ છે. "

" ધન્ય છે. સ્વામીભકત ચામુંડ ! ત્હારા જીવનને ધન્ય છે." સમરસિંહ સ્વગત બોલ્યા.

ચંદ બારોટે ચામુંડરાયના હાથપગમાંથી બેડીઓ કાઢી નાખી.તે પછી પૃથુની જીભ ચામુંડને કહેવા ન ઉપડી. એટલે બારોટ બોલ્યો:

" ચામુંડરાય ! દિલ્હીની અત્યારે શી પરિસ્થિતિ છે ? તે તમે જાણો છો ? "

" હા, મ્હેં કંઇક કંઇક એ વિષે સાંભળ્યું છે. "

" બરાબર નહિ સાંભળ્યું હોય, તો હું સંભળાવું. સાંભળો. દેશદ્રોહી હાહુલીરાયના ચઢાવવાથી શાહબુદ્દીન ફરીથી દિલ્હી ઉપર ચઢી આવ્યો છે. કનોજપતિ આપણું કાસળ કાઢવામાં એની સાથે અંદરખાનેથી સામેલ છે. વીર સામંતો એક પછી મરી ખૂટયાં છે. ગણ્યાગાંઠ્યા સામંતોમાં પણ કુસંપ અને અવિશ્વાસના ઝેર રેડાયાં છે.આ યુદ્ધમાં મહારાજને હવે ઓથ રૂપે જો કોઇ હોય, તો એક આ

ચિતોડના રાણા, અને બીજા તમે. ચામુંડરાય! એટલા ઉદાર થાવ. જગતનો ઇતિહાસ તમારી આ ઉદારતાના ગુણ ગાવા નહી ભૂલે. મહારાજની ભૂલ અને અપમાન અત્યારે મનમાંથી કાઢી નાખો. તમારી માતૃભૂમિને માટે કૃપા કરી તમે હાથમાં હથીયાર ઝાલો. " ચંદે મ્યાનમાંથી તરવાર કાઢી ચામુંડની સ્હામે ધરી.

" એ...નહી બને. અન્નદાતા ! ચામુંડનુ વચન કોઇ કાળે પણ નહી ફરે. મ્હારી પ્રતિજ્ઞા છે, કે જે હાથમાં લોખંડ પ્હેર્યું છે, તે હાથ હવે લોખંડનું હથીયાર નહી ધરે, તે નહીજ ધરે. "

" પરંતુ જન્મભૂમિને ખાતર "

" અરે ત્રિલોક અગર તો ત્રિલોકના નાથને ખાતર પણ નહી નહી, તે નહીજ. પ્હેલી પ્રતિજ્ઞા, પછી દેશ ! પ્હેલી પ્રતિજ્ઞા પછી પૃથ્વીરાજ ચૌહાણ !

પ્રવાહો પુણ્ય-ગંગાના વહે અવળા તો વ્હેવા દયો,
સવિતા ! ઉષ્ણતા-સ્થાને શિતળતા દે તો દેવા દયો.
મણિધર-મુખથી અમૃત ઝરતું...રે' તો રે'વા દયો,
સફેદી કસ્તુરીમાં, શ્યામ સોમલ કે' તો કે'વા દયો.
મળે છો મોક્ષ પાપીને ! પડે પૂણ્યાત્મા નર્કે,
છતાં ચામુંડની ચક્ષુ ! તણી પાંપણ નહી ફર્કે.
લીધાં સોગન આકરાં...અચળ પ્રતિજ્ઞા એક,
ચતુર્ભુજથી નહી તૂટે (એવો) ચામુંડાનો ટેક.

મહારાજ ! થુંકીને ચાટનાર તે ચામુંડ નહી. બોલીને ફરનાર તે ચામુંડ નહી.

ટેક, ભેખ, તો સર્વ લે...શબ્દોમાં તો સ્હેલ,
પણ વર્તનમાં મૂકીને...નિભાવવા મુશ્કેલ. "

૬

" પરન્તુ ચામુંડરાય ! માતૃભૂમિ જ્યારે ત્હને પોતાની મદદે બોલાવી રહી છે. ત્યારે ત્હારી એ પ્રતિજ્ઞા, અને એ ટેક કામમાં ન આવે. "

" મહારાજ ! માફ કરો. મ્હારૂં મન ન જુઓ. ચામુંડનું જો મનજ જોવા આવ્યા હો, તો કૃપા કરી એટલેથીજ પાછા ફરો. જો ચામુંડ ધારતે તો એક વખત દીલ્હીનું સિંહાસન ડોલાવતે, શોભાવતે, તેજ રાજ્યલક્ષ્મીને ઠોકરે મારનાર વિશ્વાસઘાતી ઠરી અંધારા કારાગૃહમાં રઝા રઝા પણ નેકી અને વફાદારીના વિચાર કરે ! એ ચામુંડ આવી નજીવી બાબતને માટે ચળી જાય ! આશા ન રાખો."

" નજીવી. ચામુંડ ! આ પ્રસંગ ત્હને તદ્દન નજીવો ભાસે છે ?

ચોટલો પકડી અમૂલાં ચીર માના પીંખશે,
ઘેરી ઘસડશે શ્હેરમાં વાળો અરેરે ! વીંખશે.
શીયળ તમારા દેશની સ્ત્રીઓ તણા સહુ લૂંટશે,
કોમળ કુમારી પુષ્પકળીઓ વાડીમાંથી ચૂંટશે.
દિલ્હી અને અજમેરમાં દળ દુશ્મનોનું છૂટશે,
હતભાગી હિન્દુસ્તાનની સૌભાગ્ય-ચૂડી ફૂટશે.

અરે એટલેથીજ એ નહી અટકે, પરન્તુ......

માથા કરી ધડથી જુદાં ભાલા ઉપર લટકાવશે,
નાગા ઉઘાડા અંગ પર એ નિર્દયી ફટકાવશે.
રે ! દૂધપીતાં બાળકોના રક્ત કોમળ ચૂસશે,
હિન્દુઓના નામ હિન્દુસ્તાનમાંથી ભૂંસશે.
કંગાલ ભિક્ષુક લોકને એ લાલચો બતલાવશે,
હિન્દુત્વ ! હિન્દુ-ધર્મ હિન્દુ કોમને વટલાવશે.

મ્હારૂં ભાખેલું ભારતનુ આ ભવિષ્ય, જો તમે સવેળા નહી ચેતો, તો જરૂર સત્ય પડશે.

શોધી ન મળશે એક પણ સૂવા તમોને સાહડી,
ભારત–બગીચે નહી રહે એકેય ફૂલની પાંદડી.
ફળ ફૂલ તો શું...ડાળ ને પર્ણોય એ ચૂંટી જશે,
ભેગાં કરેલાં કીર્તિ કેરાં કોષ પણ લૂંટી જશે.
જો કોઇ પણ...(આજે)સંભાળ ભારતવર્ષની લેશે નહી,
તો રજપૂતોનું નામ પણ ઇતિહાસમાં રે'શે નહી.

અને ભારતની ભાગ્યદશાની કલ્પના તે વખતે પછી શી કરો છો ?

દિલ્હી અને અજમેર ઉપર દેવતા એ મૂકશે,
છ છ વખત થૂકયા તમે...આજે હવે એ થૂકશે.
છ છ વખત ઝૂકયો યવન...ચૌહાણ આજે ઝૂકશે,
છ છ વખત ઘોરી ચૂકયા...ચામુંડ આજે ચૂકશે.
લાંબો વખત ઉંઘ્યા યવન...આ વખત તે સૌ જાગશે,
ડંકો હવે ઇસલામીઓનો હિન્દ દેશે વાગશે.

બોલો ચામુંડરાય! બોલો. એ બધું તમે આંખ મીંચીને જોયા કરશો ?"

"અફસોસ. કવિરાજ! મ્હારા અન્નદાતા! એ બધું જોવાનો વખત તમે પોતેજ લાવી મૂકયો છે."

"ચામુંડરાય! ત્હારી દેશભક્તિ કયાં ગઇ?" સમરસિંહે ચામુંડની ખાંધે હાથ મુકી તેને ઢંઢોળ્યો.

"પ્રતિજ્ઞાના પ્રચંડ યજ્ઞમાં હોમાઇ ગઇ."

"તો ત્હારી એ પ્રતિજ્ઞા તોડી નાખ. જગત્ ત્હને નહિ નિન્દે.

કારણ કે તું સ્વાર્થને માટે નહિ, પરન્તુ સ્વદેશને માટે હથીયાર પકડે છે. વિચાર કર, કે ધર્મરાજ યુધિષ્ઠિર જેવા મહાનુભાવને પણ પાંડવોને જીતાડવા નરો વા કુંજરો વા કે'વું પડયું હતું."

"એટલે મ્હારે પણ એમજ કરવું? નહી, નહી, દાખલો લેવો તો કોઇના સદ્ગુણનો લેવો, અવગુણનો નહી. મહારાજ! ચામુંડ લાચાર છે.તમને કશી પણ મદદ કરી શકે એમ નથી. પ્હેલી પ્રતિજ્ઞા પછી દેશ! જેનું વચન ગયું તેનું સર્વ ગયું."

"ચામુંડ! ચામુંડ! હું ત્હારા ચરણમાં પડી વિનવું છું, કે આ વેળા તું મ્હારી સ્હામું ન જો. પરન્તુ ત્હારી માતૃભૂમિને ખાતર..." પૃથુ ગળગળો થઈ ચામુંડને પગે પડવા નીચો વળ્યો.

"પૃથ્વીપતિ! ઉઠો. ઉભા થાવ. મ્હને ન શરમાવો. આમ રડવાથી કંઇજ વળે એમ નથી. હિમત રાખો. હિંમતે મરદા તો મદદે ખુદા. જો કે મ્હને મ્હારો દેશ વ્હાલો છે, તમે પણ મ્હને તેટલાજ વ્હાલા છો,તમારૂં તથા મ્હારી માતૃભૂમિનું દુઃખ હાય! મ્હારી આ આંખોથી મ્હારાથી નથી જોવાતું. છતાં...છતાં પણ....."

"એક રસ્તો છે. ચામુંડરાય! સાપ મરે પણ નહી, અને લાકી ભાંગે પણ નહિ.કહો તો એવો એક ઉપાય બતાવું,કે જેથી તમારી પ્રતિજ્ઞા પણ જળવાય, અને મહારાજના શબ્દોનું પણ માન રહે."

"બોલ, બોલ. ત્યારે મ્હારા બહાદુર બારોટ! ત્હારી એ અદ્ભુત યુક્તિ વળી કઇ છે?" ચંદની પીઠ ઠોકતાં આશાવન્તો પૃથ્વીરાજ બોલ્યો.

"ચામુંડરાય! તમે લોખંડ હાથમાં ન પકડવાની પ્રતિજ્ઞા લીધી છે. ખરૂં ને?"

"હા."

"તો ભલે, તમારી એ પ્રતિજ્ઞા તમે ખુશીની સાથે મરતાં સુધી નિભાવો. લ્યો. આ લાકડાનું તીર–કામઠું હાથમાં ઝાલો, અને હવે ચાલો. દેવીભક્ત **ચામુંડરાયના** હાથમાંથી છૂટતું લોઢાના પાના વિનાનું સાદુ તીર પણ કદી ખાલી નહી જાય." આગળથીજ યુક્તિબાજ કવિએ સાથે લીધેલાં કાષ્ટના ધનુષ્ય–બાણ **ચામુંડરાયની** સ્હામે ધર્યાં.

"નહી જાય, નહી જાય, નહી જાય. લાવ. **ચંદ**! મ્હને એ કબૂલ છે. **ચામુંડ** હાથમાં હથીયાર પકડી પોતે તો દેશની **ડૂબતી નૌકાને** કદાચ તારવા, ઉગારવા, સહીસલામત કિનારે પ્હોંચાડવા, ભાગ્યશાળી નહી **થાય**, છતાં એજ **ચામુંડ**! **માતૃભૂમિની ડૂબતી નૌકાને** દુશ્મનોના ભર–દરિયાની ભરતીના તોફાનમાંથી સહી-સલામત કાંઠે કેવી રીતે પ્હોંચાડવી? તે રસ્તો બતાવવા તો અવશ્ય શક્તિમાન થશે. મહારાજ! ચાલો. **ભારતવર્ષના** પૌરાણિક ઇતિહાસને પાને (મહાભારત) **નરો વા કુંજરો વા** કે'નાર જેવું ધર્મરાજાનું નામ! તેવુંજ **ભારતવર્ષના** રાજકીય ઇતિહાસને પાને શબ્દાર્થની સફાઇમાં કવિ **ચંદ** અને ચામુંડાનું નામ!

છે કાષ્ટ કેરી કામઠી પણ! તીર જ્યારે છૂટશે,
શત્રુના શૂરવીર ભૂ–પર તવ ટપોટપ તૂટશે.
દેખાવમાં જો કે જુઓ તો લાકડાનું (આ) બાણ છે,
પણ જોઇ લેજો! **શાહના** આ બાણથી બસ પ્રાણ છે.

મહારાજ! તમને હું મોઢે તો વધારે શું કહું? પણ.........

ચામુંડ! આવા કાષ્ટથી પણ, જંગ જંગી ખેલશે,
રમણીય રાતો રંગ રણસંગ્રામમાં એ રેલશે.

તોડી શકાશે તેટલાં બંધન તમારાં તોડશે,
ફોડી શકાશે એટલાં શિર-કુંભ નક્કી ફોડશે.
ડૂબતી નૌકા બચાવવા...દમ ભીડીને દોડશે,
છેવટ્ મરીને દેશને નિજ દૈવ ઉપર છોડશે.

તમે બિલ્કુલ નિરાશ ન થાવ. આશા રાખો. આશા અમર છે.

તરવાર મ્હારે લાકડાની...લાકડાના તીર છે,
એમાંજ પણ ! મ્હારા અભાગી દેશનું તકદીર છે.
ધોળું અગર કાળું...અમંગળ યા તો મંગળ-ચીર છે,
મોળું અગર મીઠું...ગમે તે એક આશા-નીર છે.
એમાં ગમે તે...એક તો નક્કીજ એમાં વાત છે,
હતભાગી હિન્દુસ્તાનનો ક્યાં દિન ક્યાં તો રાત છે.

મહારાજ ! ભાવિ જન્મની સાંથેજ નિર્માણ થઇ ચૂક્યું છે.એના સ્મરણ કરી કરીને રજપૂત બચ્ચાને વળી સ્નેહ-શોક શા ! મરવું તો એક વાર ! જીવવું તો એક વાર ! એમાં આમ નાહિંમત થવાની જરા પણ જરૂર નથી. ચાલો, આગળ ચાલો.

દુશ્મનની સાથે દૈવ-બાજી આપણે બિછાવીએ,
દાવ છેલ્લો આજ સહુ એની ઉપર અજમાવીએ.
તક્દીર પાસા ફેંકીએ...ગુમાવીએ, ક્યાં ફાવીએ,
ક્યાં તો જીતાઇ આવીએ...ક્યાં તો જીતીને આવીએ.
ક્યાં સ્વર્ગમાં પ્હોંચાડીએ ક્યાં સ્વર્ગમાં સીધાવીએ,
કફનને મૂકી આવીએ ક્યાં તો કરોડો લાવીએ.
કેશરીયા કરી રણમાં ઝૂકો પડતા મૂકો અન્ય વિચાર,
છેલ્લો નિકાલ લાવી નાખો આ પાર કે પેલે પાર.

પ્રભુ! પગ ઉપાડો. ચામુંડરાય તમારી પડખે છે. હવે વાર ન લગાડો.

ચાલો ઉઠો દિલ્હીપતિ તરવાર લઇ લ્યો હાથમાં,
મકદૂર શું સુલ્તાનની? કે દિલ્હીને લે બાથમાં.
હથીયાર લઈ દોડો...હવે ખોશો વખત નહી વાતમાં,
ડંકા વગાડો દેશમાં આજેજ એકજ રાતમાં.

જુઓ. મહારાજ! જરા મ્હારી તરફ જુઓ.

ચામુંડના રગ રગ વિષે શોણિત વહે છે જોરથી,
માતા પૂકારે છે મ્હને 'ચામુંડ!' મ્હોટા શોરથી.
માતૃભુમિના ચરણુમાં...અર્પણ કરી મ્હેં જાત છે,
આડી હવે એ અન્નદાતા! આજની એક રાત છે.
ચૌહાણનો કીર્ત–દીપક બસ આજ ક્યાં તો ગૂલ છે,
સુલ્તાન ઘોરીની અગર તો બાદશાહી ડૂલ છે.
આ બાજુ રજપૂત છે...સ્હામે મુસલમાન,
તે બાજુ સુલ્તાન તો આ બાજુ ચૌહાણ.

ચાલો! વિચાર શો કરો છો?"

"દેશભક્ત! જરા ધીરો પડ. ઉતાવળા સો બ્હાવરા, ધીરા સો ગંભીર."

" પણ.....વાર થતાં એ વહી જશે.....વિજય-નદીના નીર...

રૂદન મ્હારી જનેતાનું હ્રદય મ્હારૂં નથી ખમતું,
મ્હને મ્હારાજ! મુદ્દલ પણ હવે અહીંયા નથી ગમતું.
હ્રદય નિષ્કામ...રોકાવા વિષે મ્હારૂં નથી રમતું,
હવે તો યુદ્ધભૂમિમાં જવા મ્હારૂં મગજ ભમતું.

તમે સહુ આવજો પાછળ મ્હને આગળ થવા દેજો,
જવું છે, બસ! ખસો, સહુથી મ્હને પ્હેલો જવા દેજો.
પુનઃ મળશું, જો જીતશું...નહી તો છેલ્લી સલામ.
દિલ્હીશ્વરને! દેશને! છેલ્લા આજ પ્રણામ."
"શાબાશ. ચામુંડ! શાબાશ. ધન્ય છે ત્હારી દેશદાઝને."

**ભા**રતનો છેલ્લો પરાક્રમી રજપૂત-સમ્રાટ **પૃથ્વીરાજ ચૌહાણ** હર્ષાશ્રુથી છલકાતી આંખે અને છાતીએ પોતાના જમણા હાથ દેશભક્ત ચામુંડરાયને જતાં પ્હેલાં ભેટી પડયો. ચિતોડનો રાણો સમરસિંહ અને કવિ ચંદ બારોટ! એની સ્વદેશભકિત અને સ્વામીભકિત ઉપર મુગ્ધ થઇ હર્ષથી ઉભરાતે હૈયે અને નયને, એને જતો જોઇ રહ્યાં. **ઇતિહાસમાં એકજ**! એવી આ દેશભક્ત વીરલ-વિભૂતિના ચરણોમાં હજારો હજાર વન્દન હો!

કૂવો ખોદાઇ રહ્યો હતો, પણ તે હવે આગ લાગ્યા પછી! પાળ બંધાઇ રહી હતી. પરન્તુ તે હવે પોણો ભાગ પાણી વહી ગયા પછી! ડહાપણ આવ્યું હતું, પરન્તુ તે હવે સૌભાગ્ય-ચૂડી ફોડવાને કાળ-પત્થર ઉંચકાયા પછી! દર્શન કરવા દોડી રહ્યા હતાં, પરન્તુ મંદિરમાંથી દેવ-મૂર્તિના અલંકાર ઉતરી ચૂકયાં પછી!

આ કંઇ **ભા**રતભૂમિની ભાગ્ય-નૌકા ન ડૂબે એની અગમચેતી માટે ઉપાયો ન્હોતા, પરંતુ દેશની ડૂબતી નૌકાને બચાવવા માટે નહી જેવા ફાંફાં હતા.

**ત્યારે પછી એ ડૂબતી નૌકા બચિ? કે ડૂબીજ ગઇ**

# પુષ્પ: ૮ મું.

## "હતભાગી હિન્દુસ્તાન."



શદ્રોહી હાહુલીરાયને સાથે રાખી ગીઝનીનો ઘોરી શાહ એક વાર ફરી હિન્દુસ્તાન ઉપર ચઢી આવ્યો. દિલ્હી અને કનોજના એકેએક ઘરમાં એજ વાત ચાલી રહી.

પૃથ્વીરાજની નમ્ર વિનંતિને માન આપી કેવળ કનોજ સિવાયના તમામ રજપૂતસ્થાનના રાજાઓ,જેવા કે:–મેવાડ, મારવાડ, કચ્છ, સૌરાષ્ટ્ર તથા ગુજરાત વગેરે પોતપોતાના લશ્કર લઇ એકજ રાતમાં દિલ્હીને દુર્ગદ્વારે આવી પહોંચ્યા. રજપૂતોના આ સંયુક્ત અને વિશાળ સૈન્યને લઇ પૃથ્વીરાજ ચૌહાણ યવનશાહની સ્હામે છેલ્લી વારને માટે હિન્દુસ્તાનના ઇતિહાસમાં રણસંગ્રામે ઉતર્યો.

પરન્તુ એ સૈન્યમાં પ્હેલાંના શૂરવીર નેતાઓ અને યુદ્ધવિશારદોની આજે જબરી ખોટ હતી. તેમાં એક કવિ ચંદ બારોટ! બીજો રામગુરૂ પુરોહિત! અને ત્રીજો દેવીભક્ત સેનાપતિ ચામુંડરાય!

પ્હેલેજ દિવસે પડિહાર રાજા રણમાં પડયો, અને મુસલમાનોની જીત થઇ. અર્ધ ઉપર રજપૂત સૈન્ય સુકા ઘાસની પેઠે કપાઇ ગયું, એટલે પૃથ્વીરાજે કવિવર ચંદને દેવી કાલિકાને મંદિરે બળિદાન દેવા

મોકલ્યો. પરંતુ જેવો ચંદ મંદિરમાં દાખલ થયો, તેવાંજ દ્વાર આપોઆપ બીડાઇ ગયાં. *

× × × ×

જ્યારે ચંદ કવિ દેવીના મંદિરમાંથી બહુ વાર થયા છતાં, બ્હાર પાછો ન ફર્યો, ત્યારે તેની તપાસ માટે પૃથ્વીરાજે પોતાના એક વિશ્વાસુ સેવકને મોકલ્યો. તેણે આવી કવિ ચંદના ચમત્કારિક રીતે કેદ થયાના સમાચાર દિલ્હીપતિને કહી સંભળાવ્યા. આજ વખતે "પોતાના દહાડા હવે ભરાઇ ચૂકયા.' એમ પૃથ્વીરાજના દીલમાં ઠસી ગયું.

સમરસિંહ અને પૃથુનો ભાણેજ કલ્યાણસિંહ ઉભય અગાધ રણકૌશલ્ય બતાવી વારાફરતી વીરગતિ પામ્યાં. રાજપૂત સૈન્યમાં ભયંકર હાહાકાર વર્તાઇ રહ્યો. પૃથ્વીરાજની આજ્ઞાથી રહ્યાસહ્યા રજપૂતોએ કેશરી વાઘા સજી યાહોમ કરી રણમાં ઝંપલાવ્યું. રાજપૂતાનામાં ઠેર ઠેર સતી અને પતિભકત રજપૂતાણીઓએ જોહરના કુંડ ચેતાવવા આરંભી દીધાં.

---

* અહીં દેવીએ તેને સાક્ષાત્ દર્શન દઇ "પૃથ્વીરાજ રાસો" નામનો ઈતિહાસ પ્રસિદ્ધ અને લોકમાન્ય ગ્રંથ લખવા કહ્યું. કહેવાય છે, કે "ભારતનું ભાવિષ્ય" જેમાં સમાયલું છે, એવો, "પૃથુરાજ રાસો" જ્યારે સંપૂર્ણ થયો, ત્યારે એ દેવી મંદિરના દ્વારો આપોઆપ ઉઘડી ગયાં. પરંતુ એ વખતે દિલ્હી પરતંત્ર થઇ ચૂકયું હતું. પૃથ્વીરાજ ચૌહાણ શાહનો કેદી બની ચૂકયો હતો. ભવ્ય ભારતવર્ષને કાંગરે "દીને ઇસ્લામ"નો વિજયધ્વજ ફરફરી રહ્યો હતો, રજપૂતસ્થાનની વીર ભૂમિમાં ઠેકઠેકાણે રાખોડીના ઢગલે ઢગલા ખડકાયા હતા.

**શાહબુદ્દીન** અને **હાહુલીરાય** રણક્ષેત્રમાં **પૃથ્વીરાજ** અને તેને પડખે ઉભા રહી લાકડાના તીરો છોડતાં **ચામુંડરાયની** સ્હામસ્હામા આવી ગયા. દેશદ્રોહી **હાહુલીરાયને** જોતાંજ પૃથ્વીરાજને પગથી તે માથા સુધી જવાળા ઉઠી. **ચામુંડે** તેને બહુ બહુ વાર્યો, અને કહ્યું કે "મહારાજ! હવે મ્હારી પાસે આ છેલ્લું તીર છે. કહો તો એ એકજ તીર હમણાં **શાહબુદ્દીનનું** માથુ ધડથી જુદું કરી **ભારતનું** સૌભાગ્ય સંરક્ષી શકે છે."

" નહી. નહી. **ચામુંડ**! તું પ્હેલાં ત્હારાં એ તીરથી પેલા દેશદ્રોહી **હાહુલીરાયની** છાતી વીંધી નાખ,"

" મહારાજ! અત્યારે વૈરને વિસરી જાવ. **હાહુલીરાય** ગમે તેવો પણ અંતે આપણો છે, રજપૂત છે. એ જય પામશે, અગર જીવશે, તો કોઇક દિવસે પણ તમને સંભારશે, તમારી દયા ખાશે. મ્હારો ભાલા વગરનો તીર પણ ખાલી નહી જાય, એની ખાત્રી રાખજો. આવે અણીને વખતે **શાહનું** કાસળ કાઢી નાખવા દયો. ખોટી જીદ છોડી દયો."

"**ચામુંડરાય**! એ બધું ત્હારે જોવાનું નથી. એ મ્હારી સ્હામે ઉભો રહી...જો...જો...કેવો દાંત પીસે છે! કેવા ચાળા પાડે છે? એ મ્હને હસી રહ્યો છે. અને તું........"

"અન્નદાતા! અત્યારે એની સ્હામું જોવાનો વખત નથી: દિલ્હીની સ્હામે જુઓ.

વૈરને સંભારવા માટે સમય તે આ નથી,
ખોટા મમતમાં મ્હાલવા માટે સમય તે આ નથી.
મૃત્યુના મુખમાં ઉભા છો આવી અત્યારે તમો,
**ડૂબતી–નૌકા** બચાવા દેશની...હમણા સમો.

ખોટી તમારી જીદમાં ખોશો તમારા જાનને,
પરતંત્ર કરશો હાય ! આ **હતભાગી હિન્દુસ્તાનને.**

માટે મિથ્યા મમતને બાજુ પર મૂકો. ડૂબતી **નૌકાને** બચાવવા પ્રભુએ તમને આ છેલ્લી તક આપી છે, જો સદ્‌ભાગ્યશાળી અને સમજુ હો, તો આ સોનેરી તક ન ચૂકો.

કહો બસ હા અને પળમાં પછી નૌકા બચાવું છું,
બનાવી આંધળા સહુને...કિનારે ખેંચી લાવું છું.
જુઓ જોઇ શકો તો હું દિશા તમને બતાવું છું,
વીતે અમૃત ચોઘડીયું...પીઓ અમૃત પાવું છું.
વચન પારસમણી જેવાં...પ્રભુ ! પરખાય તો પરખો.
બચાવી લ્યો, ખરૂં કહું છું...તમારા ભાગ્યનો ચરખો.
અણી ચુકયો સો વરસ જીવે–એ લોકવાક્ય નહી ભુલો.
નૌકા ડૂબે છે દેશની નિર્ણય કરી દયો ઝટ કશો.
રે ! ઉંઘવામાં તો કીધી છે દેશની આવી દશા !
ઉત્સાહ કે આનંદ ઉરમાં સ્હેજ પણ નહી સ્ફૂરતો?
પ્હોંચવાને પાર પેલે એકલો હું પૂરતો.
ઘસડાઇ આવ્યા ઠેઠ તોયે કયાં સુધી ઘસડાવ છો ?
આટલું ઉંઘ્યા હજુ તો પણ બગાસા ખાવ છો ? ”

“ચામુંડ ! હું અત્યારે ત્હારૂં કંઇજ સાંભળવાનો નથી.”

“ તો મ્હારે શું? ઠોકર થોડી ખાધી છે, તો બરાબર ખાવ. આંખો અર્ધી ઉઘાડી છે, તો પૂરેપૂરી ઉઘાડો. હવે પડવાજ બેઠા છો, તો ઠેઠ નીચેજ આવો.

લખાયું ભાલમાં સોમલ ! સુઝે ક્યાંથી પછી સાકર ?
અમારે શું ! અમે તો આપની એકૂ ચિઠ્ઠીના ચાકર !

અમે આધા રહ્યા, હયે। આ ! તમારે ! ફાવતું ફોડો,
પડયો આ મોકળો રસ્તો...હવે દોડાય ત્યાં દોડો,
તમે ને હું...હવે બે આપણે-અકેકેકથી છૂટાં.
ખબર પડશે પછી ! (આ) શબ્દો હતા સાચ્ચા અગર જુઠાં.
કે'વાનુ તે કહી દીધું દેજો મનમાં ગાળ,
(પણ) પત્થર લઇને હાથમાં ફોડો હવે કપાળ.

તાડના ચઢનારને તે કયાં સુધી ટેકો દેવાય ! વિધાત્રીને હીંચકેમ ઉલ્ટેલાંને તે કેમ કરી ઝીલાય ! વ્યોમમાંથી વસુંધરા પર ઉતરવા ઇચ્છનાર વાદળીઓને તે કેમ કરી હાથ દેવાય !

ચોક્કસ હવે તો દેશને દા'ડોજ ફરવા માગતો,
નક્કી મ્હને તો ઇશ્વરી-સંકેત આમાં લાગતો.
મિથ્યા કદી નહી થાય એ તો પ્રાણઘાતક ઘાત છે,
એમાં કરે શું કોઈ ! જેમાં વિધાતાનો હાથ છે.
માલમ પડે છે સાફ મ્હારા દેશનું ભાવી મ્હને,
ભગવન્ હવે ત્હારે ભરોસે ! હાંકવી રહી નાવને.

મહારાજ ! બોલો. ત્યારે આપને આપનું ધાર્યુંજ કરવું છેને ?"

" ચામુંડરાય ! કેટલી વાર પૂછશે ? જો ત્હારે ત્યારેજ ધાર્યું કરવું હોય તો પછી........"

"વિશેષ બોલવાની જરૂર હવે નથી રહી. મહારાજ ! અફસોસ ! થવા કાળ છે, તેને કોઈ અટકાવી શકનાર નથી.

અફસોસ ! આ વિંધી રહ્યો...છાતી ન બેઇમાનની,
પણ હાય ! હું વીંધી રહ્યો છું છાતી હિન્દુસ્તાનની.
એ દુશ્મને નાદાન પર આ તીર નહી છોડી રહ્યો,
(પણ) આયુષ્ય-દોરી દેશના સૌભાગ્યની તોડી રહ્યો.

ના. ના...ન હું એ દેશદ્રોહીના નયન ફોડી રહ્યો,
(પણ) ભારતભૂમિ! સૌભાગ્ય-કંકણ આપના ફોડી રહ્યો.
દિલ્હીશ્વર નિજ ભાલમાં...લગાડશે જે ડાઘ,
એમાં આ ચામુંડનો...પણ છે અર્ધો ભાગ.
માતૃભૂમિના ઉતરશે...સધવાના શણગાર,
એમાંયે મળશે મ્હને...અર્ધો અશ્રુ-હાર.

મહારાજ! હવે જોજો. ધ્યાન રાખજો. ભારતવર્ષની છાતીમાં ભારતવર્ષની આંખમાં, ભારતવર્ષના ભાગ્યમાં ચામુંડરાય તેનું છેલ્લું તીર છોડે છે......

સ્હાય થજો મા શક્તિદા! સ્હાય થજો રઘુવીર,
છૂટે છે ચામુંડનું આજે છેલ્લું તીર.
તોલ બોલનો રાખજો...હરો હિન્દનો ભય,
ચામુંડા દેવી! કરો માત ભવાની જય!"

જ્યારે હઠે ભરાયલા દિલ્હીપતિને ગળે ચામુંડ કોઇ પણ પ્રકારે પોતાની વાત ઉતારી શકવામાં ન ફાવ્યો, ત્યારે તેણે આ છેલ્લા નિશ્વાસ સૂચક શબ્દો સાથે પોતાનું છેલ્લું તીર છોડયું.

"અખીલ આર્યાવર્તમાં...હો ઈસ્લામી રાજ,
હતભાગી આ હિન્દ તે...હવે થાવ તારાજ."

એ લાકડાના તીરે ચામુંડના શબ્દોનું માન અચૂક રાખ્યું. વૃક્ષ ઉપરથી જેમ એક પરિપકવ ફળ નીચે તૂટી પડે, એમ અશ્વ ઉપરથી એ દેશદ્રોહી હાહુલીરાય પ્રાણરહિત થઇ નીચે પૃથ્વી ઉપર પટકાઇ પડયો.

પછી પૃથુ અને ચામુંડે પોતાની માતાની લાજ જાળવવ મલ્લ–યુદ્ધ ખેલ્યાં. છેવટ ઝાઝી કીડીઓએ સાપને તાણ્યો. વીરશ્રેષ્ઠ સેનાપતિ ! દેવીભક્ત ચામુંડરાય ! પોતાની છેલ્લી ફર્જ અદા કરી, જન્મ ભૂમિનું ઋણુ જરાએ જરા ચૂકતું કરી, દેવી વસુંધરાની ગોદમ સનાતન આરામ શોધવા ચાલતો થયો. ભારતીય ઇતિહાસ–આકાશનો, એક પ્રખર અને તેજસ્વી તારો આમ છેવટનો અસાધારણુ અને અપ્રતિમ ચમકારો કરી ચાલ્યો ગયો–ખરી પડયો.

બરાબર આજ વખતે ચંદ બારોટના પુત્ર તથા રામરાયે આવી પૃથ્વીરાજની બરાબર સ્હામે આવી ઉભેલા શાહબુદ્દીનને વિંધી નાખવા પોતાના સ્વામીને વિનંતી કરી. જે વખતે પૃથ્વીરાજના મોઢા ઉપર હાહુલીરાયના વધે કરી આછી સ્મિતરેખા પથરાયલી હતી. પરંતુ તેય એક પલકનીજ...હોં !

"મહારાજ ! શાહ આપની બરાબર સ્હામે આવેલો છે, માટે તમે નિશાન તાકી તીર મારો. આપના પ્રતાપી હાથથી છૂટેલું બાણુ

* એમ કહેવાય છે, કે શાહ આ છેલ્લું યુદ્ધ છળકપટ રમી જીત્યો હતો. ખરી હારની વખતે તેણે સુલેહનો વાવટો ફરકાવી યુદ્ધ અટકાવી દીધું અને એમ સમજાવ્યું, કે "મ્હારી તો લઢવાની મુદ્દલ ઇચ્છા નથી, પરંતુ શું કરૂં ? મ્હારા ભાઇની આજ્ઞાથીજ મ્હારે અહીં આવવું પડયું છે. તમે બે દિવસ થોભો, તો હું સુલેહને માટે સંદેશો મોકલાવી મ્હોટાભાઇને પૂછાવી મંગાવું." ભોળા રજપૂતોએ એ ઝેરી નાગને વિશ્વાસે રહી તેને માગેલી મહેતલ ખુશીથી આપી. દરમ્યાન દગાખોર શાહે રાતોરાત અણુ-ચિંતવ્યો હલ્લો કરી ગારીલ રાજપૂતોને ઉંઘતા ને ઉંઘતાજ (થાકેલા હોવાથી આરામ લેતા હતા) કાપી નાખ્યા. પૃથ્વીરાજ આમાં જીવતો પકડાઈ ગયો.

હજુ સુધી કોઇ પણ દિવસ ખાલી ગયું નથી, અને જરૂર નહી. દેવી ભવાનીની કૃપા હોય તો કદાચ દેશનું ડૂબતું નાવ હજુયે બચી જાય."

મધ્યાહ્નના સૂર્ય-પ્રકાશની માફક ચમચમતું કવિ-પુત્રનું એ બાણુ લઇ પૃથ્વીરાજે પોતાના ભારી ધનુષ્ય ઉપર ગોઠવ્યું. શાહુની સ્હામે બરાબર નેમ તાકી, તેણે કમાનની રેશમી-દોર કાન સુધી તાણી ત્યાંજ એ તાંત તૂટી ગઇ. 'ભારતવર્ષનું પૂણ્ય હવે પરવારી ચૂક્યું'. એમ સમજી જનાર પૃથ્વીરાજની આંખોમાં આંસુ આવ્યાં, એટલે ચંદનો કવિ-પુત્ર બોલ્યો.

"મહારાજ ! આ બીજું ધનુષ્ય લ્યો......"

પોતાના ઉતરતા દહાડા માટે પૃથ્વીરાજ અફસોસની એકજ હાય જ્યાં મુખમાંથી બ્હાર નહી નાખી રહ્યો હોય, ત્યાં તો એક યુવાન યોગીની ત્યાં દોડી આવી. પોતાના કાળા ભ્રમર જેવા ચોટલાની ગુંથેલી ઘુંટણુ સુધી પ્હોંચતી લાંબી લટ કટાર વડે ઝટ કાપી નાખી તેણે પૃથ્વીરાજના હાથમાં આપી.

"મહારાજ ! આ લ્યો. અને એક વાર ફરી નસીબ અજમાવી જુઓ.

જેની ઉપર આ દેહ મ્હારી હજુ પણ રહી છે ટકી,
આવી ઉભી દિલ્હીપતિ તે કિંકરી કર્ણાટકી.
પગમાં પડીને ભૂલ માટે પ્રાણુની ભિક્ષા લીધી,
તે આજ કરવા આવી છે અહીં પાપ-પ્રાયશ્ચિત્ત-વિધિ.
ભારી ધનુષ્ય-કમાન આ...બહુ ખેંચતા બળ ખૂટશે,
પણ પ્રેમથી ગુંથાયલી...આ વજ્રલટ નહી તૂટશે.

દીવાની યુવાનીમાં...કીધી'તી મ્હેં ભૂલ,
વ્યાજ સહીત બદલો દઇ...આજ કરૂંછ વસૂલ.

પ્રભુ ! મ્હને મ્હારા પાપ ધોઇ નાખવાનો આ અતિ સુંદર પ્રસંગ પ્રાપ્ત થયો છે. દેશનું ડૂબતું નાવ જો આ વેળા બચશે, તો કર્ણાટકીનું નામ પણ સાથે સાથે ઇતિહાસમાં સોનેરી અક્ષરે યાવત્ચંદ્ર દિવાકરૌ અમર થઇ જશે. લ્યો મહારાજ ! એને દોરી તરીકે બાંધી પછી કમાન તાણો, અને તીર છોડો."

એક પલકભર આશ્ચર્ય પામતો પૃથુ યોગીની કર્ણાટકીને હાર્દિક ધન્યવાદ આપી કમાન પુનઃ સજ્જ કરી ઉભો થયો. કેવી અસાધારણ ગુણ ધરાવતી એ સમયની એક સામાન્ય નૃતિકા !

તીર ફરી ચઢાવ્યું. ફરીથી ખેંચ્યું. પરન્તુ આ વખતે જ્યારે કમાનનો દોર અખંડ રહ્યો, ત્યારે ચાંપ (કામઠી) તૂટી ગઇ. ધનુષ્યબાણ બંને હેઠે પડયાં, એટલે કવિ-પુત્રના મુખમાંથી સ્વભાવિક ઉદ્‌ગારો બ્હાર પડયાં:

**(भाग्य सूर्य) दिन पलटयो पलटी घडी पलटी हथ्थ कबान।**
**पीथल येही पारखुं...दिन (दिवस) पलटयो चौहान ॥**

દૈવે એને હરાવ્યો, મ્હાત કર્યો. એની હિંમત અને ધીરજ હવે અલોપ થઇ ગઇ. હથીયાર જમીન ઉપર ફેંકી દઇ પૃથ્વીરાજ સ્વહસ્તે ઘોરી શાહના હાથમાં જીવતો કેદ પકડયો*

ચૌહાણ વંશનો એ કૂળદીપક, શૂરવીરોનો શિરોમણિ ! ભારતી મૈયાને રંડાપો દેનાર એ રાજવી ! દિલ્હીનું ભૂષણ અને રજપૂતોનું

* કેટલાકોનું એમ માનવું છે, કે પૃથ્વીરાજ જેવો વીર પુરૂષ રણમાંથી જીવતો પકડાઈ ઘોરી શાહને ત્યાં કૈદી તરીકે રહે, એ અસંભવીત છે. અર્થાત્ પૃથ્વીરાજ લઢતાં આ યુદ્ધમાં માર્યો ગયો હતો પરંતુ રાસામાં એમ નથી.

નાક! ભારતવર્ષનો છેલ્લો હિન્દુ–સમ્રાટ–સૂર્ય પરાક્રમી પૃથુરાજ ચૌહાણ! લોહીથી ખરડાયલાં લાલ કપડામાં ઘોરી શાહના હાથમાં આવ્યો. એજ વખતે તેના મુખમાંથી નીચેના ઉદ્દગારો બ્હાર પડયા:

" ત્હારૂં ધાર્યું નહી થશે! તેનું ધાર્યું થાય,
કાલે રડનારાં બધાં! આજે જે હરખાય.

× × × ×

ભાગ્ય મહા બળવાન છે...નથી પુરૂષ બળવાન.
કાબે અર્જુન લૂંટીઓ...એજ ધનુષ્ય! એ બાણ!

× × × ×

વિનાશકાળે વિસરીએ...ભાન, સાન ને જ્ઞાન,
રહ્યું નહિ, રે'શે નહિ...કોઇનું અભિમાન.

× × × ×

સદા સ્થિતિ રે'તી નથી...સમજો એક સમાન,
અનુભવીને કહી ગયો...પૃથ્વીરાજ ચોહાણ.

× × × ×

હિન્દનો સૌભાગ્ય–સૂર્ય આથમી ગયો. તમામ રાજપૂત શૂરવીરો પોતાની જનેતાની કૂખ શોભાવી, નામ અમર કરી. કાગર નદીને કીનારે દેશને માટે પ્યારા પ્રાણ પાથરી ચીર નિદ્રામાં સૂતા. વીર પત્નીઓ અને વીર માતાઓ જોહર કરી ચિતા–સુન્દરીને વરી. હિંદમાં કનોજ સીવાય મ્હોટે ભાગે કેવળ દુધપીતાં બાળક–બાળકી અને જન્મભૂમિ કરતાં જીવને વધુ વ્હાલી ગણનાર ગણીગાંઠી વનિતાઓજ બાકી રહી ગઇ હતી. પ્રિય પતિદેવની પવિત્ર પાદુકાઓ લઇ યમુનાને આરે ચંદન કાષ્ઠની ચિતાઓમાં લાખો વીરાંગનાઓ હસ્તે મુખે સતી

થઇ. દાહિમી રાણીનો બાળકુમાર, અને પૃથુનો પાટવી પુત્ર, તે ચામુંડરાયનો ભાણેજ રેણસી કુંવર, સિંહના સંતાનની માફક દેશમાં આવતા મુસલમાનોના ધસારાની સ્હામે પોતાની ન્હાનકડી તરવાર તાણી ઉભો થયો. અંતે કપાઇ જઇ દિલ્હીના સિંહાસનને એણે નાવારસ કર્યું.

લાગલાગટ ચાર દિવસ સુધી નિરંકુશ યવન સિપાઇઓએ દિલ્હી લૂટયું અને બાળ્યું. ન્હાના બાળકોને ક્રૂરતાથી કાપી નાખ્યા. કૂમળી કુમારી બાળાઓને તથા સ્ત્રીઓને ગુલામ તરીકે પકડી લેવામાં આવી. અખંડ સૌભાગ્ય ભોગવતાં દિલ્હી અને અજમેર રંડાયા. કાળું લુગડું પ્હેરી ખૂણામાં બેઠાં બેઠાં દડ દડ આંસુ સારવા લાગ્યાં.

જ્યારે રાજ્યમહિષી ઇચ્છિનકુમારી, સંયુક્તા, શશિવ્રત્તા, અને યોગીની કર્ણાટકી ચારે રાજરાજેશ્વરીઓ એકજ ચિતામાં બળી મરી સતી થઇ. પૃથુની અન્ય રાણીઓએ પણ એમનું જ અનુકરણ કર્યું.

*    *    *    *

પૃથુ પકડાયો, અને દિલ્હીનું રાજ્ય સાચવવા પોતાના તરફથી એક પ્રતિનિધિ મૂકી જ્યારે શાહ ગીઝની પાછો વળ્યો, ત્યાર પછી ઘણે વખતે દેવી ભવાનીના મંદિરના દ્વારો ખૂલ્યાં. "પૃથુરાજ–રાસા" નું પવિત્ર પુસ્તક મંદિરમાં જ પડતું મૂકીને તે નગરમાં આવ્યો. પોતાના સ્વામીને પકડી શાહ ગીઝની લઇ ગયો છે, એ સમાચાર સાંભળતાં એ સ્વામીભક્ત સેવક પોતાના એક વખતના પૃથ્વીપતિના આવી કફોડી હાલતમાં દર્શન કરવા ગીઝની દોડયો.

પરસ્પરના વૈરભાવને લઇને સદ્‌ભાગી હિન્દુસ્તાન આજે હતભાગી બન્યું. હવે એ સુભાગી દીવસો સંભારી આજે તમે અશ્રુની અંજલી ભરી ભરીને છાંટો, એટલી ઓછી ! અને અર્થ વિનાની.

બસ. અહીંથીજ અંત આવ્યો આપણા સદ્‌ભાગી હિન્દુસ્થાનના સ્વતંત્ર જીવનનો, અને અહીંથીજ શરૂ થયા આપણા **હતભાગી** હિન્દુસ્તાનના પરાધીન જીવન–દિનો.

**હતભાગી હિન્દુસ્તાન** હવે ત્હને એ ત્હારા આગલા સદ્‌ભાગી દિવસો સાંભરે છે ?

## પુષ્પ: ૯ મું. "પલક પલકના પડછાયાં."



લ્હીશ્વર ! કહે, ત્હારી આ શિક્ષાના સંબંધમાં ત્હારે કંઇ કહેવાનું છે ?"

ગીઝનીના રાજ્યદરબારમાં અફ્ઘાનિસ્તાનના શાહ સુલતાને પોતાના કૈદી પૃથ્વીરાજ ચૌહાણને માટે, તેની આંખો ફોડી નાખી આંધળો કરવાની ભયંકર શિક્ષા ફરમાવી હતી. ચાંડાળહૃદયી બે નરપીશાચોને હાથે લોખંડના અણીદાર સળીયાઓ દરબારની વચ્ચે ધગધગી રહ્યા હતા. સાંકળોમાં જકડાયલો વીર વનરાજ પૃથ્વીરાજ નીચે વદને એ બધું નિહાળી રહ્યો હતો. શાન્ત હૃદયે પોતાને થનાર શિક્ષાનો પયગામ સાંભળ્યા પછી તેણે સુલતાનના પ્રશ્નનો જવાબ દેવા પોતાનુ અભિમાની મુખ ઉંચુ કર્યું.

"ગીઝની–સુલતાન ! આ પૃથ્વીરાજ ચૌહાણ ત્હને ત્હારી આગલી કૈદી અવસ્થાઓની આ વેળા યાદ આપે છે.

પલક સુધી સૌ સગાં–સંબંધી પલક પછીથી એ ન્યારા,
નથી ભરોસો પલક પલકનો પલક પલકના પલકારા.
પલક પલકમાં પાપણુ પલકે એવી ઇશ્વરની માયા,
પલક એકમાં પાગલ કરતી પલક એકમાં એ ડાહ્યા.
પુછી જુઓ પ્રત્યેક રાજ્યને રંગ રંગના વા વાયા,
પલક પલકમાં પલ્ટા મારે પલક પલકના પડછાયા.

એક દિવસ ત્હારો પણુ આજ વખત હતો, આજ મ્હારો છે. એક દિવસ તું કૈદી અને હું ન્યાયાધીશ હતો, આજ હું કૈદી અને તું ન્યાયાધીશ છે. પણુ હું તો એ વેળા આટલો ન્હોતો ફૂલાયો. એક પલકનો ચઢતીનો ચમકારો દેખી ભૂલીશ મા ! ફૂલીશ મા !

સંધ્યા પાછળ સ્હવાર પ્રકટે...પ્રકટી પાછી ચાલી જાય,
નસીબની તાંકેલી ગોળી...એ વાગે એ ખાલી જાય.
ભરયૌવનમાં ભરતી આવે...આવે પાછી ઉતરી જાય,
ભાગ્ય–રંગભૂમિના પડદા...ઉઘડે ને પાછા દેવાય.
મેઘધનુષના રંગો માફક...નસીબની બાજી બદલાય,
ચઢતી પડતીના ચમકારા જરા જરામાં ચાલ્યા જાય.

વિધાતાના એ ચલિત્ રંગો ઉપર વળી આટલો બધો વિશ્વાસ કેવો રાખવાનો હોય ?

તપે તેજથી રાતો થઇને......તેજ સૂર્ય રાતે ઢંકાય,
મિટ્ટીમાંથી પયદા થઇને માણુસ પાછો મિટ્ટી થાય.
નસીબની બાજી છે આ તો...બધી વખત કંઇ નહી જીતાય,
લાખ વાર જે જીતે તે પણુ એક વખત તો હારી (ખત્તા ખાય)જાય.
જુવાનીની જ્યોતિની પાછળ...ઘડપણુના અંધારા હોય !
કર્મદેવીના કાણુા કુંભો...ભરાય ને પાછા ઠલવાય.”

"હવે શું દલવાય ? એ ભાગ્યકુંભોના કાણાં તો આ ગીઝની સુલતાને ક્યારનાય પૂરી દીધાં."

"પરન્તુ એ કેટલા વખતને માટે ?

ભાલા તમારી ભાગ્ય–છાતીમાં શી રીતે ભોંકશો ?
કાણી થતાં ગાગર પછી પાણી શી રીતે રોકશો ?
દિવાલ ડોલી ઉઠશે...ત્યાં ખીલીઓ ક્યાં ઠોકશો ?
તૂટી જશે જ્યાં ત્રાજવા ત્યાં વસ્તુઓ ક્યાં તોકશો ?
વિપરિત વિધિના વ્હેણમાં જોજો તમે પણ વહી જશો,
જોતો હું જેવો રહી ગયો, તેવા તમે પણ રહી જશો."

"ભલ તેમ થશે, ત્યારે ત્હને યાદ કરીશું. એ સિવાય બીજું કાંઇ કહેવું છે ?"

"હા. કહેવાનું તો બધુ બહુએ છે, પરન્તુ માનવું ન માનવું એ આપની મુન્સફી ઉપર છે. ઘોરી સુલ્તાન !

અફસોસ ! કૂસંપે અમારી તો દશા આવી કરી,
પણ આપ જોજો ! આપનીએ દશા આવી થાય ના.
હા ! વ્હેમમાં ને વ્હેમમાં બુદ્ધિ અમારી તો ફરી !
પણ આપશ્રી સંભાળજો ! કે આપની પલ્ટાય ના.
સ્વાતંત્ર્ય–ફૂલની પાંદડી...તે સ્નેહ–નિદ્રામાં ખરી,
માટેજ કહું છું આપ જોજો ઉંઘવામાં જાય ના.
ચૌહાણ રોતાં આજ...મા મુસ્લીમના કરમાં ધરી,
સુલ્તાન એને ખોઇને...મ્હારા સમા પસ્તાય ના.

ભારતવર્ષની એ મહાન કોમ ! હિન્દુ અને મુસલમાન ! ભારત-ભૂમિના એ મ્હોટા ધર્મો ! હિન્દુ અને ઈસ્લામ ! તેમાં અમે રજ-

પૂતોએ તો કૂસંપ, અણુવિશ્વાસ, અદેખાઇ, અને ફાટફૂટે અમારો દેશ તમને, મુસલમાનોને વેચ્યો. અમારૂં નસીબ તો હવે ફૂટી ગયું, પણ તમે પણ અમારા દેશબાંધવો છો. અમારા આ દાખલા ઉપરથી તમારે હવે ધડો લેવાનો છે.

અમારી માફક તમે ખત્તા અને ઠોકર નહી ખાતા. વ્હેમના અંધારા વાદળાઓમાં નહી ફ્રેટાતા, દગાબાજોના વ્હાલ, વચન, વિશ્વાસ અને લાલચોમાં નહી લપટાતા—નહી લૂટાતા. નહી તો તમારી દશા વળી અમારા કરતાંય બૂરી થશે.

**હિન્દુ અને મુસ્લીમ જો સંપી હવે ર'શે નહી,**
**અકકેકને અકકેક સગ્ગો ભાઈ જો કે'શે નહી.**
**સૌ ભેદ ભૂલી હાથ સાથે હાથ જો દેશે નહી,**
**તો બેઉમાંથી એકનુંયે નામ પણ રે'શે નહી.**
**લડશે બિલાડી બેઉ...વચ્ચે વાંદરો ફાવી જશે,**
**હતભાગી હિન્દુસ્તાનનો આ (એ) રોટલો ચાવી જશે.**

અમે ઉંધ્યા હતા, તો મર્યા. તમે ઉંઘશો તો મરશો. માટેજ કહું છું, કે જાગશો તો જીવશો. ચોરીનો માલ ચંડાળે જાય, ને પાપી હાથ ઘસતો થાય. ચોરી લાવેલો રોટલો બિલાડીના હાથમાંથી વાંદરાને નસીબે ગયો. એ સિદ્ધાંત તમને શું શિખવે છે ? તમારી પાસેથી કોઇ ત્રીજોજ જીતી જશે. માટેજ મ્હારી ખાસ ભલામણ છે, કે હજુ પણ તમે હિન્દુ–મુસ્લીમને ભેદભાવની દૃષ્ટિએ નિહાળી પરસ્પર લઢયા કરશો, તો એક વખત તમે બંને ભારતની નાક રૂપ કોમ ભારત ભૂમિને પરદેશીઓના હાથમાં સોંપી અંદરઅંદર કપાઇ મરશો. તે વખતે તમારા હાથ ઉપર કાંડા નહી રહે. તમારામાં તરવાર ફેરવવાની તો શું પણ બાંધવાની પણ તાકાત નહી રહે.

**ઘરઘરના કંકાશમાં...કરશો કાળાં કર્મ,**
**વિદેશીઓને વેચશો, દીલ દેશ, ને ધર્મ,**
**સ્વતંત્રતા સળગી જશે...રે'શો બની ગુલામ,**
**નાદીરશાહી જેટલો...જોશો કત્લે આમ.**

એટલુંજ નહી, પણ એ હિન્દુ અને મુસ્લીમ રૂપી બે બિલાડીઓ !

વાંદર ! તમારા રોટલા વીણી વિણીને લઇ જશે,
ભરપૂર ભારતવર્ષ તે પોતે ભિખારી થઇ જશે.
લોહી નસેનસનું તમારૂં જરેજર ચૂસઈ જશે,
ગૌરવ તમારા દેશ ભારતવર્ષનું ભૂંસઇ જશે.
વ્યાપાર તૂટી નોકરીની લાગશે તમને તમા,
રે'શે ફક્ત એક ભીખની ઝોળી તમારા ભાગ્યમાં."

"પૃથ્વીરાજ ! મ્હોતને પાસે ઉભેલું અવલોકતાં ત્હારી બુદ્ધિ બ્હેર મારી ગઈ લાગે છે. હિન્દુ–મુસલમાનમાં વળી સંપ કેવા ! એ વળી અકકેકના ભાઈ કેવા ! બિલાડીઓ કેવી ! રોટલો કેવો ! વાંદરો શું ! ને વાત શું ?"

"એ બધુંય વખત આવે સમજાશે. અત્યારે જેટલું સમજાય એટલુંજ સમજો, નહી તો કંઇ નહી."

"તો હવે તું તૈયાર છે ?"

"બસ એટલુંજ. જેટલું કે'વાનું હતું, તેટલું કહી ચૂકયો છું. ચાંડાળ ! લે...ત્હારા લાલચોળ સળીયાઓ ભારતવર્ષના આ છેલ્લા અને અભાગી સમ્રાટની આખમાં ઘોંચી દે. છતી આંખે આંધળો બની, ખરે દિવસે ઉંઘનારને માટે એજ બરાબર શિક્ષા છે. યવન હિન્દુની આંખ ! ભાઇ ભાઇની આંખ ! આજે ફોડી રહ્યા છે. એ ભારતવર્ષની અધોગતિના ચિહ્નો સાફ સાફ દેખાડી આપે છે.

અને સુલ્તાન સાહેબ ! તમે પણ હવે તૈયાર રહેજો. તમારા દિવસ પણ હવે ભરાઇ ચૂકયા છે. જે પૃથ્વીરાજે યવનશાહને એક નહી, બે નહી પણ સાત સાત વાર સગ્ગા ભાઇની માફક સન્માન-પૂર્વક છોડી દીધો, તેજ સુલતાન આજે એક વાર પણ એ ઉપકારનો બદલો નથી વાળતો ! અરે દયાદ્રષ્ટિ કરવી તો દૂર રહી, પરન્તુ ઉલ્ટો આંખો ફોડવા તૈયાર થયો છે. હશે ! ઇતિહાસને પાને પૃથ્વીરાજ ચૌહાણનું નામ જ્યારે સોનેરી અક્ષરે લખાશે, ત્યારે ગીઝનીના દગા-બાજ સુલ્તાનનું નામ કાળા શાહી જેવા અક્ષરે આલેખાશે. લોકો તમારા નામ પર શું કરશે...જ્યારે...”

“ બસ, દયા કરવી એ તમને રજપૂતોને, હિન્દુઓને સોંપ્યું. અમે લોકો તમારા જેવા કાફર અને દુશ્મનો ઉપર દયા કરવાનું શીખ્યાજ નથી. મારા ! ચલાવ શિક્ષા અમલમાં મૂક.”

“ ઓહ ! હા ! હિન્દુ અને મુસલમાન ! આગ અને પાણી ! દયાળુ અને નિર્દય ! દાના–દિલાવર અને કંજુસ ! વિશ્વાસુ અને દગાબાજ ! એમની વચ્ચે ઐકયની આશા ! સ્વપ્ને પણ નહી ફળીભૂત થાય, યુગ યુગ વીતેય એ બે તાર નહિ સંધાય...”

“ અને કદાચ સંધાય તો ? ”

“ તો પૃથ્વી ઉપર પછી એવી કોઇ પણ શકિત નથી, કે તેમનું નામ પણ લઇ શકે.પણ...પણ...ઓહ્...હા !...યવન સુલતાન ! એ આશાજ આકાશકુસુમવત્ છે.”

ભારતનો છેલ્લો રાજપૂત–સમ્રાટ આંખો ખોઇ બેઠો. ભારતવર્ષનું ભાગ્ય ફૂટી ગયું. હતભાગી હિન્દુસ્તાનનો જરા જરા ઝાંખી–ઝાંખી પણ રોશની ચમકાવતો આશા–દીપક તે સમૂળો બૂઝાઇ ગયો.આશા–હાર આજે તદ્દન તુટી ગયો. મનોરથ–મોતીઓ છૂટા છવાયાં પડી વેરાઈ ગયા.

એના પછી એ વેરાયલાં મોતીઓ વીણી લઇ, એને પાછા પરોવનાર કોઇ પણ એવો વીરનર આજ પર્યંત ન પાકયો. તે નજ પાકયો.

ભારતવર્ષના વિદ્યમાન ભૂપાળો ! તમારાથી પરોવાય તો એ હાર પરોવી જુઓ.

## પુષ્પ: ૧૦ મું. "બુઝાતા દીપકનો છેલ્લો ચમકારો."



"મહારાજ ! તમારી આ શી દશા ?"

"કોણ ચંદ ! મ્હારો વ્હાલો કવિ ?"

"હા. પૃથ્વીનાથ ! તમારી આ દશા જોઇ મ્હારી આંખમાં પાણી માતા નથી."

"ચંદ ! ચંદ ! શું હજુ પણ હું એજ પૃથ્વીનાથ છું ?"

"ખરેખર. પ્રભુ ! સિંહ પાંજરામાં પૂરાય તેથી કાંઇ તેની વીરતા એને મહત્તા ઘટી જતી નથી, બલ્કે વધે છે. તમારી દેહ તમારી સાથે નથી જવાની. જર, જમીન અને કાયા કોની સાથે ગઇ છે ? કોની થઇ છે ? કાયા કંઇ આત્માની પાછળ નથી જતી. દેહ એ તો દેશની મીલ્કત છે. આત્માની નહી. અને તે તો તમે તમારી જન્મભૂમિને ક્યારનાય અર્પણ કરી ચૂક્યા છો. પ્રભુ ! હાર્યા છો, છતાંય હજુ હિન્દના હૈયાના હાર છો."

*　　*　　*　　*

ગીઝનીના દરબારમાં આવી કવિ ચંદ બારોટે પોતાની અદ્ભુત કવિત્વશક્તિ વડે ઘોરી શાહને ખૂશ કરી, પોતાના પ્રભુને મળવાનું વચન માગી લીધું. શાહબુદ્દીન એને લઇ પૃથ્વીરાજના કેદખાનામાં આવ્યો.

અસહ્ય યાતના વેઠતો એ દિલ્હી–સમ્રાટ અત્યારે બંધનદશામાં કારાવાસની અંધારી કોટડીમાં નેત્રહીન બની પોતાના દુર્ભાગ્યને દોષ દઇ રહ્યો હતો. બેડીઓનો મહા ભાર હોવા હતાં પોતાના વ્હાલા કવિને ભેટવા એ સુરદાસ ઉભો થઇ ગયો. અશ્રુભીની આંખે ઉભય એકેકને ભેટી પડયાં. એક વખતના ભારતસમ્રાટ પૃથુની આંખમાં પાણી જોઇને, તેની કફોડી દશા ઉપર શાહ ખડખડ હસી પડયો.

" પૃથ્વીરાજ ! સાત સાત વાર ત્હેં મ્હને ચરણે નમાવ્યો હતો, ગૌ કહેવડાવી છોડયો હતો, આજ એ બધાનો એકસામટો બદલો વળી ગયો."

" ન ગભરાવ, શાહબુદ્દીન ! ન છલકાવ. તમારો પણ એક દિવસ આવો અમારા જેવો જ વખત આવશે.

પારકાના દુઃખ જોઇ પામરો મલકાય જે,
આંસુ નિહાળી અન્યના...આનન્દથી છલકાય જે.
સત્તા તણા સુસવાટમાં(દોરમાં)જે રાંક રૈયત પર ધસે,
કંગાલ પર જે કૂતરા માફક કરોડપતિ ભસે.
ઉંચે ઉભા રહી આજ! જો! જે !કમનસીબો પર હસે,
કાલે સવારે તે બધા...ઉંચેથી નીચે આવશે.

આ તો વિધાતાની ચિત્રવિચિત્ર લીલા છે. એનો કંઇ ઢંગધડોજ નહી. એના તે વળી વિશ્વાસ કેવા ! એના તે વળી અભિમાન શા !

આજે અટારી ને ઝરૂખા...કાલ જોશો ઝુંપડી,
ઉંચી નીચી ઉછળ્યા કરે છે એ વિધાતાની દડી.
છે સર કરે કિલ્લા બધાના કર્મની એ ટુકડી,
અંધા બનાવીને રમાડે રમત સંતાકૂકડી.
આ શે'નશાહી સલ્તનત! કાલ દટાશે ધૂળમાં,
નહી કોઇ...ઘા મારી શકે એ વિધાતાના મૂળમાં.

શહેનશાહે ગીઝની! સમજો. રમો તો જોઇ વિચારીને રમજો. દુઃખીને દમો તો જોઇ વિચારીને દમજો. આનન્દ અને વિનોદના જમણ જમો, તો નિર્દોષ અને નિષ્પાપ રહીને જમજો.

ચઢતી તમારી આજ છે, કાલે વિધાતા! રુઠશે,
સત્તા અને સ્વાધીનતા...બંને તમારા લૂટશે,
વાંકો દિવસ થાતાં...તમારાં તેજ સ્હામા ઉઠશે,
જ્યાં ખૂટવા બેઠું પછી ત્યાં બે ઘડીમાં ખૂટશે.
અમને હસી લ્યો હોંસથી...હમણા સિતારો આપનો,
પણ ભાગ્ય-ચક્રાવો બધાને એક સરખા માપનો.

આ દિલ્હીપતિનો ચઢતી પડતીનો ભાગ્ય-ચક્રાવો જોયા પછી પણ હજુ ભ્રમણામાં શું કૂટાવ છો?

પળ વાર પ્હેલાં હુંય આખા હિન્દનો રાજા હતો,
અભિમાન આ તો શું અરે એથી (એ) વધારે રાખતો.
ગર્વિષ્ઠ ગુર્જરરાજના...મ્હોટાઇ માન મૂકાવતો,
મસ્તક-મુકૂટ બંને તમારાં...ચરણમાં ઝૂકાવતો.
પણ ક્યાંછ એ! સહુ ક્યાં ગયું? અફસોસ!આજે કંઇ નથી,
હું દેવ જેવો! દાસનો પણ દાસ છું દિલ્હીપતિ.

અને એ મ્હને, તમને તથા તમામ ભારતના ભૂપાળ, અને ભડવીરોને શું સદ્બોધે છે? શું સમજાવે છે?

ક્ષણિકની છાંય આ એમાં હુંપદની ગંધ પણ કેવી ?
જગત્–વાડી તો ઝાકળના...રૂપાળાં બિન્દુઓ જેવી.
વસે છે જ્યાં ઉભય ચઢતી અને પડતી તણી દેવી,
સુગંધી બેઉની સરખી...મનુષ્યોને પડે લેવી.
અમારી આજ વારી તો વળી કાલે તમારી છે,
ભલા માણુસ ! ચલિત્ ચંચળ વિધાતાની પથારી છે.

મ્હારી આ દુર્દશા પરથી એ આકાશી–દીપકને પકડવા સ્વચ્છંદે, જોયા વિચાર્યા વિના ઉંચે ઉંચે ઉડતા એ અભિમાની પતંગીયાઓ ! જરા દાખલો લ્યો.

હું હિન્દની જે આંખ તે પોતેજ નેત્રહીન છું.
દાની અને શુરવીર ! આજે તેજ દુર્બળ–દીન છું.
ગર્વ ગગન છા'તાં ખરે તારા તે દેખાતા નથી,
એક સરખા કોઇના પણ દિન કદી જાતા નથી.

માટે ઓ સુલ્તાન ! સમજ. બે ઘડીના આ વિજય–વિજળીના ચમકારા ઘડીના છઠ્ઠા ભાગમાં હતા ન હતા થઇ જશે.

શાણા કદી સંસારમાં સુખ જોઇ હરખાતા નથી,
દુઃખથી ડરીને તેમ તે દીલગીર પણ થાતા નથી.
સંપત્તિ સત્તા જોઇ (ને) સમજુ ! સ્હેજ મલકાતાં નથી.
છલકાય જળકુંભો અધુરાં...પૂર્ણ છલકાતાં નથી,

એ નક્કી યાદ રાખજો, કે મ્હારી માફક જે જે !

આ બે ઘડીની બાદશાહીમાં મુખો મલકાય છે,
અભિમાનમાં અંધા બની...જે છાલકા છલકાય છે.
તે તે બધાની આંખ પણ દિન એક ભીની થાય છે,
પ્હેલાં ન સમજે મૂર્ખ તે પાછળથી ખત્તા ખાય છે.

માટે ઘોરી શાહ ! મ્હારી માફક તમે પણ......

દિવસ તમારો ફરશે ત્યારે, દશા તમારી ફરશે,
તમે કરો છો મ્હારી મશ્કરી...કોઇ તમારી કરશે.
આજ હસો છો તમો મ્હને...પણ કોઇ તમોને હસશે,
આજ હમોને, કાલ તમોને, સર્પ વિધિનો ડસશે.
દોસ્ત નથી એ દુશ્મન સૌનો ! કાળ કદી નહી ચૂકે,
ચઢતી પડતીના ચમકારા...નહી કોઇને મૂકે."

"હા...હા...હા...દિવાનો થઇ ગયો છે. દુઃખને લઇને તું તદ્દન દિવાનો થઇ ગયો છે.

ભારતસમ્રાટના આ સોનેરી શબ્દોને દિવાનાપણાનો લવારો માની, હસી કાઢી શાહબુદ્દીન ત્યાંથી ચાલ્યો ગયો. તે પછી થોડી વારે કવિ ચંદ બારોટ પણ પોતાના સ્વામી સાથે છૂપી મસલત કરી કેદખાનુ છોડી ગયો.

હતભાગી હિન્દુસ્તાનના હોલવાતા નિરાશા-દીપકમાંથી એક આશાના ચમકારો ઉદ્દભવ્યો, પરન્તુ તે ઝાંખો, નહી જેવો.

* * * *

બીજે દિવસે ગીઝનીનો ભવ્ય દરબાર ભરાયો. તેમાં એક બાજુએ આપણો એજ વીર કવિ ચંદ બારોટ પણ ઉભેલો હતો. શાહના હુકમથી આંધળા પૃથ્વીરાજને દરબારમાં લાવી ઉભો કરવામાં આવ્યો. તેના હાથમાં લોઢાની મજબુત અને વજનદાર બેડી હતી.

"પૃથ્વીરાજ !........

"ખબરદાર ! ગીઝનીના સુલતાન ! હું પિંજરામાં પુરાયલો છતાં પણ એક વખતનો સમ્રાટ-સિંહ છું. પૃથ્વીરાજ ! એવું નમાલું સંબોધન મ્હને ન હોય."

"ઓહો ! વારૂ, ભારતસમ્રાટ ! તમારા કવિરાજ એમ કહે છે, કે તમે શબ્દવેધી બાણ મારી જાણો છો. શું એ વાત સાચી છે ?"

"હોય કે ન હોય. એ પ્રશ્ન પૂછવાનું શાહને શું પ્રયોજન ?"

"મ્હારે તમારી એ વિદ્યાનો ચમત્કાર નજરોનજર જોવો છે. બોલો. તમે શું કહો છો ?"

"ઘોરી શાહ ! આ ખોટો દુરાગ્રહ છોડી દ્યો."

"કારણ ?"

"એ ચમત્કાર જોવો જોખમભરેલો છે. હઠમાં હાની થાય એમ છે."

"ઓહ ! એમાં શું ! મ્હારા એક શબ્દ પર સેંકડો સનિકો પોતાનો જીવ આપવા તૈયાર છે."

"ઠીક. તો જુઓ સાંભળો. લોખંડના સાત તવાની સીધી લીટીમાં, ઉપર બેઠેલો કોઇ પણ માણસ એમાં કાંકરો નાખી અવાજ કરશે, એ કાંકરાના અવાજ ઉપરથી હું તીર મારી એ સાતે તવા વીંધી નાખીશ. પરન્તુ મ્હારૂં તીર એ સાતે તવા વીંધીને આરપાર નીકળી જતાં કદાચ ઉપર બેઠેલા માણસનો જીવ પણ લઇ લે. બોલો ! આવી જીવ સટોસટની જોખમદારીનું કાર્ય માથે લે, એવો એક પણ માણસ તમારા દરબારમાં તૈયાર છે !"

"જોઇએ તેટલા. એક નહી પણ એક સો."

ઘોરી શાહ પોતાના વીર સરદારો તરફ નજર નાખી બોલ્યો: "મ્હારા વફાદાર સરદારો ! તમારામાંથી એક જણ જલ્દી આગળ આવી ગીઝનીના સુલતાન અને દરબારનું નામ રાખો."

પરંતુ પૃથ્વીરાજના બાણનો ઝપાટો રણભૂમિમાં જોઇ ચૂકેલા સરદારોમાંથી એક પણ ઉભો થયો નહી, આગળ આવ્યો નહી. સઘળા એકએકના મોઢા જોવા લાગ્યા. એટલે ચંદ કવિ ખખડીને બોલ્યો:

" સુલ્તાન સાહેબ! જોઈ ક્યો વધારે પડતું બોલાય તો માફ કરજો. પરંતુ જેવો રાજા! તેવાજ તેના સરદારો."

" એટલે શું? તમે મ્હને પણ મ્હારા સરદારો જેવો બાયલો ગણી કાઢ્યો?"

" તો પછી........"

" બસ. પૃથ્વીરાજ! તમારી શર્ત પ્રમાણે તવામાં કાંકરો નાંખવા હું જાતે તૈયાર થઇશ. બોલો, પછી કાંઇ છે?"

" કેવળ એકજ વાત." ચંદ બારોટ બોલ્યો.

" અને તે શું?"

" એમના હાથ પગમાંથી આ બેડીઓ દૂર કરો. આઠ દિવસ સુધી એમને પૂરતો ખોરાક આપી એમની ગએલી શક્તિ પાછી લાવો."

ચમત્કાર જોવામાં અંધ બનેલા શાહે એ સર્વ કબુલ રાખ્યું. ચંદ બારોટના કહ્યા પ્રમાણે પૃથ્વીરાજ આઠ દિવસ માટે નહી જેવી સ્વતંત્રતા પામ્યો.

× × × × ×

નવમે દિવસે ફરી પાછો દરબાર ભરાયો. લોખંડના સાત તવાઓ દરબારની વચ્ચોવચ્ચ એક ઉપર એક ત્રાંસા ગોઠવવામાં આવ્યા. સૌથી છેલ્લા અને સાતમા તવાની ઉપર સીધી લીટીમાં એક ઉંચે આસને શાહબુદ્દીન ઘોરી ચમત્કાર જોવા મૂછોના આંકડા આમળતો વિરાજ્યો.

નીચે ચંદ બારોટનો હાથ પકડી અંધ ભારતસમ્રાટ પૃથ્વીરાજ ઉભો હતો. તેના બળવાન શરીરમાં બેડીનું અને ભૂખનું દુઃખ ઓસરી જતાં નવું બળ આવ્યું હતું. ચંદ બારોટના હાથમાં અત્યારે પૃથ્વીરાજનાજ દિલ્હીથી ખાસ લઇ આવેલા ધનુષ્ય અને તીર હતાં.

" પૃથ્વીરાજ ! હવે કેટલી વાર છે ? " અધીરા શાહબુદ્દીને ઉતાવળ કરી.

" ઘોરી શાહ ! ફરી પાછા પૃથ્વીરાજ બોલ્યા ? સંબોધન ફેરવો."

" ભારતસમ્રાટ ! હવે કેટલી વાર છે ? "

" જરા પણ નહી.".................." તો પછી ચલાવ."

" પરન્તુ ઘોરી શાહ મ્હારા આ ચમત્કારથી ખૂશ થઇ મ્હને શો બદલો આપવા માગે છે ? એ મ્હારે પ્હેલું જાણવું જોઇએ."

" ત્હારી મુક્તિ સિવાય તું જે માંગે તે."

" શાહબુદ્દીન ! વારંવાર હું જેના વચનથી ઠગાયો, વારંવાર જેને મ્હેં વિશ્વાસ ઉપર જીવતો છોડયો, અને તેમ છતાં જેણે એક વાર પણ ઉદારતા ન દર્શાવી, ઉપકારનો બદલો ન વાળ્યો, એના ઉપર હવે વિશ્વાસ શી રીતે રહે ?" ......" એટલે ત્હારૂં શું કે'વું છે ? "

" કાર્યનું ઇનામ મ્હને પ્હેલેથી જ મળવું જોઇએ."

" ભલે ! તેમ તો તેમ. પરન્તુ યાદ રાખજે, કે ચમત્કાર બતલાવવામાં અફળ ગયા, તો તેજ પાછું પણ ખુંચવી લેવામાં આવશે."

" હું એવું અણમૂલ અને ભારે ઇનામ નથી માગવાનો."

" ભલે ! જે કંઇ ભિક્ષા માંગવી હોય તે ખુશીથી માંગી લે."

" ભિક્ષા ! શાહબુદ્દીન ! પૃથ્વીરાજને તમે શું એક ભિખારી સમજો છો ? "................................" ...અલબત્ત. "

" કદી નહી. ભીખ આપવાની શક્તિ તમારામાં હતીજ કયારે ? છેજ કયાં ? "........................................" માગી લે."

" સ્વતંત્રતા. એક વખત આ પૃથ્વીરાજને જીવતો દિલ્હી જવા દે. સાત સાત વાર છૂટયો છે, એના બદલામાં એક વાર આ સિંહને છૂટો મૂક. પછી જો કે આંધળો આંધળો પણ એ કેવી ગર્જના ગર્જી બતાવે છે ? "

" એવો મૂર્ખ હું નથી."

" થઇ રહ્યું. તો પછી નાહક દાતારના બણગા કેમ ફૂંકો છો ! કહો કે...ભિક્ષા નહી. પરંતુ ઇનામ અગર તો હક્ક માગી લે."

" ભલે તેમ. ત્હારી શી માગણી છે ?"

"માગણી નહી પણ ઇચ્છા છે, એમ પૂછો. કહે નહી પરંતુ કહો બોલો. " ................."વારૂ ! તમારી શી ઇચ્છા છે?"

" લાવો. મ્હને આણી આપો, એકજ વખત મ્હારી માતૃભૂમિ ભારતની પવિત્ર ધૂલી, છેવટની વેળાએ મ્હારે એને મસ્તકે ચઢાવવી છે."

"શાબાશ. પૃથ્વીરાજ ! શાબાશ. માગી માગીને છેવટ શું માગ્યું ? અણીને વખતે પણ તું ત્હારી માતૃભૂમિને નથી ભૂલ્યો.' પોતાના સરદારો તરફ ફરીને શાહ બોલ્યો: " જુઓ. શીખો. આ ભારત સમ્રાટના જીવનમાંથી સાચી સ્વદેશ સેવા શિખાય એટલી શીખો. જીવનને છેલ્લે શ્વાસે પણ એના મુખમાં એની માતૃભૂમિનુંજ નામ છે, એનીજ માળા ફરે છે."

શાહબુદ્દીનના કહેવાથી હિન્દ જીતી મંદિરો તોડી તેના ગીઝની લાવેલા પત્થરો ભાંગીને તે ધૂલીનો એક ખોબો પૃથ્વીરાજને આપવામાં આવ્યો. હરખાતે હૈયે, એને છાતીએ લગાડી, આંખોએ અડાડી પુનઃ પુનઃ ચુમતા અશ્રુભરી આંખે એ સ્વદેશભક્ત સમ્રાટ બોલ્યો,

"આ દેશ ભારતવર્ષ...જે સહુના નયનની શૂળ છે,
વ્યાપાર, વિદ્યા, ને કળા કીર્તિમાં ઉંચું કૂળ છે,
જે દેશ સઘળા ધર્મ—શાસ્ત્રોનું સનાતન મૂળ છે.
હતભાગી મ્હારા તેજ હિન્દુસ્તાનની આ ધૂળ છે,
હેતે વધાવું અંગ પર ! હરખાઉં છેવટની ચૂમી,
છેલ્લા પ્રણામો છે ! પૃથુ ચૌહાણની ભારતભૂમિ.

સંત, મહંત, ઋષિ, મુની...દેવો લે અવતાર,
વિશ્વવંદ્ય આ દેશનો...હોજો જયજયકાર.

મરતાં પ્હેલાં ઓ હિન્દ દેવી ! મ્હારી એક એટલી ઇચ્છા બાકી છે, કે એક વાર પ્રભુ ફરી અવતાર આપે, તો હિન્દમાંજ આપે ! ત્હારી અધૂરી–સેવા પૂરી કરીશ. હવે કદાચ વખત મળે કે ન મળે, હમણા જ કહી લેવા દયો......મ્હારો દેશ ! મ્હારી ભૂમિ !

અરેરે ! માતા ! ઓ માતૃભૂમિ !
પરતંત્રતાની બેડીમાં બંધાઇ તું પોકારતી.
મ્હેં અભાગીએ ત્હને વિધવા કરી મા ભારતી.
ઇતિહાસ કે'શે એમ ! મા વેચી યવન સુલ્તાનને,
આ પૃથ્વીરાજ કરી ગયો...હતભાગી હિન્દુસ્તાનને.

પણ હા ! ઓ ભારતભૂમિના હવે પછી પાકનાર નિર્વિર્ય નામધારી રાજપૂતળાઓ ! ગુલામી સંતાનો !

વિધિ લેખને મેખ શા ! થવા કાળ તે થઇ ગયું,
(પણ) કારણભૂત પૃથુરાજનું નામ નઠારૂં રહી ગયું.
ચંદ ! લાવ તીર... .."

ચંદે તીર આપ્યું. પૃથ્વીરાજે કમાન ઉપર ગોઠવી તાંત તાણી. એટલે ગુપ્ત યોજના મુજબ ચંદે પોતાનો ગુહ્ય દોહરો બોલી દિલ્હીપતિને ચેતાવ્યો.

**दुहो—चार वंश चोवीश गज अंगुल अष्ट प्रमाण ।**
**पते पर सुलतान है मत चूके चौहाण ॥**

વળી રાજાને ઉશ્કેરવા ચંદે એક બીજો વીર રસથી છલકાતો છપ્પો ઉચ્ચાર્યો.

छपयः-पही बाण चौहान राज रावण उत्पथ्यो,
पही बाण चौहान करण शिर अरजुन कथ्यो.
पही बाण चौहान शंकर त्रिपुरासर संधयो.
पही बाण चौहान अमर वछमन कर वंध्यो.
सो बाण आज तो कर चढयो, चंद विरद सच्चो चवे,
चौहान राज संभर धनी मत चूके मोठे तवे.

"હાં ! શાહસાહેબ ! તૈયાર." પૃથ્વીરાજે હાંક મારી.

શાહે નીચે બેઠેલા તાતારખાનને આંખ મારી. તાતારખાને " તલવારની મૂઠ હાથ ઉપર રાખી શાહનો અણસારો સમજી જઇ કહ્યું: પૃથ્વીરાજ ! શાહની આજ્ઞા થઇ ચૂકી છે."

"ફરી પાછું પૃથ્વીરાજ ! પૃથ્વીરાજ નહી પણ ભારતસમ્રાટ બોલો. આજ્ઞા નહી, પરન્તુ વિનંતી બોલો. નહિ તો પછી એક બે બદામના શાહના સેવકને મ્હારે વિનય અને વિવેકના શિક્ષણ આપવા પડશે. કેમ બોલવું ? તે શિખવવું પડશે." હાથમાં ધનુષ્ય બાણ આવતાંજ વનરાજની વીર ગર્જનાઓ શરૂ થઇ.

"શું ? કાફર......"તાતારખાન ક્રોધમાં ને ક્રોધમાં તરવાર તાણી પૃથુની પાસે જવા દોડયો. ત્યાં ચંદ બારોટ બોલ્યો:

"એટલેજ રહો. સેનાપતિ સાહેબ ! નહી તો આજ શબ્દવેધી બાણ તમને પરસ્તાનનો રસ્તો બતાવશે."

" તાતારખાન ! સ્હેજને માટે બાજી ન બગાડો. ખસી જાવ." ઉપરથી શાહબુદ્દીનનો બીજો હુકમ છૂટયો.

પરન્તુ એ હુકમથી નહી, એટલો પૃથ્વીરાજના હાથમાં રહેલા બાણથી એ યવન-સેનાપતિ બ્હીધો. પાછે પગલે અને શરમિન્દે મોઢે તે સ્વસ્થાને જઇ ઉભો. એટલે શાહે પુનઃ શરૂઆત કરી: "ભારતસમ્રાટ

ગીઝનીનો **શાહ** સુલ્તાન તમને નમ્ર વિનંતી કરીને કહે છે, કે હવે જલ્દી કરો. ”..............‘કાંકરો મારો.” **ચંદે** પ્રતિઘોષ કર્યો.

જેવો **શાહ**ની કાંકરીનો અવાજ તવા ઉપર થયો, તેવુંજ અંધ સમ્રાટના હાથમાંહેનું શબ્દવેધી તીર વિજળીની ઝડપે સરરરર કરતું છૂટયું. સાતે તવા આંખના પલકારામાં વીંધી નાખી એ આરપાર નીકળેલું બાણ નિમિષ માત્રમાં **શાહબુદ્દીન** ઘોરીની છાતીમાં સોંસરૂં ચ્હોંટી ગયું. ગતપ્રાણ થઇ તે ઉંચેથી નીચે પટ્કાઇ પડયો.*

આજ વખતે આગળના સંકેત મુજબ **ચંદ** બારોટે કમ્મરપટામાંથી બે તીક્ષ્ણ કટારો ખેંચી કાઢી એક પૃથુના હાથમાં આપી, એક પોતાના હાથમાં રાખી. યવન સેનાપતિ અને સરદારો એ બંનેના માથાં ધડથી જુદાં કરે, તે પ્હેલાં તો તેઓ એકમેકના હૃદયમાં એ કટારો ઘોંચી દઇ ત્યાંજ લોહીલોહાણ થઇ પડયાં. આકાશમાં વિજળી ચમકી શમી જાય, એટલોય સમય ન લાગ્યો.

“ગજબ ! ગજબ ! જુલ્મ હુવા. કાફીરને...યે કયા કીયા...? સુભાન અલ્લાહ ! ” એવા એવા શબ્દો પોકારતા ખુલ્લી તરવારે યવન સરદારો પૃથુની આસપાસ ફરી વળ્યાં. આગળથીજ શંકાશીલ **શાહે** યોજી રાખેલ **તાતારખાને** તુર્તજ ધસી આવી તરવારનો ફટ્કો પૃથ્વીરાજના મસ્તક ઉપર લગાવ્યો. પરન્તુ છેલ્લો શ્વાસ લેતા કવિ **ચંદ** બારોટે પોતાના આથમતા સમ્રાટ–સૂર્યને અંતની વખતે એક

* કેટલાક ઈતિહાસકારોનો મત એવો પણ છે, કે પૃથ્વીરાજના આ બાણે **શાહ**ના રાજ્યમુકુટનેજ પાડી નાખ્યો હતો, અને **શાહ** જીવતો બચી ગયો હતો. જ્યારે કેટલાક વળી એમ પણ માન્યતા ધરાવે છે, કે **શાહબુદ્દીન** એ બાણે સખ્ત ઘાયલ થયા છતાં બચી ગયો હતો. કેટલાક તો આ આખોય પ્રસંગજ નથી માનતા.

સાધારણ યવનને હાથે અપવિત્ર ન થવા દીધો. તાતારખાનને એ જશ ન મળ્યો. કવિ ચંદે વચ્ચે પડી એ ફટકો પોતાના માથા ઉપર ઝીલી લીધો. છેલ્લા શ્વાસ પર્યંત એણે સ્વામિભક્તિના સિદ્ધાંત ઉપર અડગ રહી પોતાનું યશસ્વી નામ "પૃથ્વીરાજ ચૌહાણ" ની સાથે "ચંદ બરદાયી" ઇતિહાસને પાને અમર કર્યું.

જ્યારે પ્રસન્ન આંખે પ્રાણ છોડતાં એ ભારત-સમ્રાટના મુખમાંથી છેલ્લી એકજ સોનેરી લીટી શી બ્હાર પડી ?

"કામ પ્રેમ કુસંપના છે માઠાં પરિણામ."

*　　　*　　　*　　　*

લંખી ગયો ઇતિહાસમાં પૃથ્વીરાજ ચૌહાણ.

ભારતનો છેલ્લો પરાક્રમી અને પ્રતાપી ચૌહાણ નરકેશરી પોતાના દુશ્મનનું લોહી રેડી આત્મઘાત કરી અમરધામની નન્દનવાડી નિહાળવા રસ્તે પડયો. એનો બુઝાતો જીવન-દીપક છેલ્લો આંખને આંજી નાખે, અને હૃદયમાંથી હજુય વર્ષો થયા છતાં પણ ન ભૂલાય એવો દિવ્ય ચમકારો કરી ચાલતો થયો.

વાંચક ! ત્હારી આજની પરતંત્રતાના કાંઇકાંશે કારણભૂત એવા આ પ્રતાપી ભારત-સમ્રાટની કમનસીબીને તું ભલે ધિક્કારે ! ભલે નિન્દે ! છતાંય એની છેવટની આ વીરતાભરી કુરબાનીને પ્રેમાશ્રુની પુષ્પાંજલિઓની નહી, તો પણ અંતઃકરણપૂર્વક બે અશ્રુબિન્દુઓથી તો અવશ્ય વધાવ !

એના અવગુણ ભૂલજે. એના સદ્‌ગુણને પૂજજે. એના કામને નહી, એના નામને સંભારજે. એને જેવું વીર-જીવન જીવતાં આવડયું હતું. તેવુંજ વીર મૃત્યુ પણ મરતાં આવડયું હતું.

ધન્ય હો! એ ભારતવર્ષના છેલ્લા આથમતા સમ્રાટ-સૂર્યના જીવનને તેમજ તેના મૃત્યુને !

અમારી–ભારત સંતાનોની અનેકાએક અશ્રુની અંજલિઓ એના અમર આત્માને યાવત્ચંદ્ર દિવાકરૌ અર્પણ હો !

—:પ્રેમાંજલી ! પુષ્પાંજલી !! સ્નેહાંજલી ! ! સ્મરણાંજલી !:—




—:છેવટ અને ઉપસંહારઃ—

(૧) જે પોતાના મસિઆઇ ભાઇનો ન થયો, તે મ્હારો કયાંથી થશે ? તથા પોતાના ભાઇનું લોહી વ્હેવડાવવા જેણે આજે મ્હને મદદ કરી, તેજ કાલે મ્હારી સાથે વાંકુ પડતાં, મ્હારૂંજ લોહી રેડવા કોઇ ત્રીજાને મદદ કરી મ્હારી સ્હામે થવા કેમજ ચૂકે ! એવા શંકાશિલ હૃદયવાળા ગીઝનીના સુલ્તાને દિલ્હી જીત્યા પછી તુર્તજ કનોજ ઉપર ચઢાઇ કરી.

પરાક્રમી જયચંદ્ર રાઠોડ શૂરવીરતાથી સ્હામો થયો. પરન્તુ એકલો હોવાથી હાર્યો અને ન્હાઠો. કેટલાક કહે છે, કે એ રણમાંજ મર્યો. જ્યારે કેટલાકોનું એમ માનવું છે, કે એ હારનું અપમાન ન સહન થવાથી, અને પશ્ચાત્તાપથી બળતા જીગરને રાહત આપવા તે યમુના નદીમાં ઝંપલાવી અદ્રશ્ય થઇ ગયો. કનોજ પણ જીતાયું. આખા ભારતવર્ષની ભૂમિ ઉપર **દીને ઇસ્લામ**નો વાવટો એ દિવસે ફરકયો.

(૨) કવિ ચંદ બારોટને દેવીનું વરદાન હોવાથી એને સર્વત્ર "**વરદાયી**" કહીને બોલાવવામાં આવતો હતો. દેવીના પ્રભાવથી કવિ ચંદે પોતાના "**પૃથ્વીરાજ રાસામાં**" કેટલુંક ભવિષ્ય ભાખેલું છે. **ભારત–સંતાનો** જે જાણવા અત્યંત ઉત્સુકતા ધરાવે છે. તેનો અક્ષરશઃ ગુજરાતી અનુવાદ નીચે પ્રમાણે છે. (મ. છ. ભટ્ટના પૃથુ–ચૌહાણમાંથી)

## —: ભારતનું ભવિષ્ય. :—

" રંગરાગના મોટા ઘોર અવાજો થયા. જે સાંભળીને અલખવીર જાગી ઉઠ્યો, અને એક શિલા ઉથલી પડી. તે એંસી ગજ લાંબી, પચાસ ગજ પ્હોળી, અને દશ ગજના દળની હતી. ગુફા ઉઘડી તેમાંથી એક વીર નીકળ્યો. તેણે રૂદ્રાક્ષની માળાઓ પ્હેરી. હાથમાં ખડગ અને ખપ્પર ધરેલાં હતાં. મોઢેથી શંભુ શંભુ ઉચ્ચાર કરતો હતો. પૃથુરાજે તેને પ્રણામ કર્યા, પણ તે કંઇજ બોલ્યો નહિ. સમરસિંહ સદાશિવનો અવતાર હતો, તેને જઇ તે પગે પડયો. ચંદે તેને પૂછ્યું, હવે શું થનાર છે ? ત્યારે તેણે કહ્યું કે:—તમારો પરાજય થવાનો છે, અને દિલ્હી સ્થિર રહેશે નહી. મ્લેચ્છના દળનું જોર થશે. તે દિલ્હી શહેર તોડશે. પૃથુરાજ યુદ્ધમાં જીતશે નહિ, અને રાવળ સમરસિંહ કામ આવશે. ચામુંડરાય અને રામગુરુ કપાઇ જશે. રાજા બંદીવાન થઇ છ મહિના દુ:ખ ભોગવશે. પછી તે શાહબુદ્દીન અને ચંદ એકજ ઠેકાણે રહેશે. યવનો હિન્દુસ્તાનમાં ફેલાશે. તેઓ કિલ્લા અને દેવળો ભાંગી નાંખી મ્હોટો અનર્થ કરશે. એમ બસો વર્ષ ચાલ્યા પછી મોગલો આવશે. તેઓ હિન્દુઓને દંડશે અને ઘેરેઘેરના રાજાઓની દીકરીઓ લેશે. તે પછી ટોપી આવશે. તે ઘણાક ઇલમ અને કલમ ચલાવશે. સ્ત્રી રાજા કહેવાશે. અને હિન્દુ-તુર્ક બધા ન્હાસી જશે. તે પણ દિલ્હીના તખ્ત ઉપર બેસશે, અને રાજાઓ ઘેરઘેર સુખ પામશે. તેઓ ધર્મરાજ ચલાવશે અને ન્યાયના પ્રતિપાળ કહેવાશે. જ્યારે તેમનું ન્યાયનુ બંધન તૂટશે ત્યારે ટોપીઓમાં પણ અંદર અંદર ફૂટ પડશે. બલખ અને કાબુલ તથા એક ભટ્ટી રાજા મળીને દિલ્હી લેશે. તે છ વર્ષ રહેશે. પછી સિસોદિયા (ઉદેપુરવાળા) આવશે અને રાણોજી પોતાના મસ્તક ઉપર છત્ર ધરાવશે. તે પાંત્રીસ વર્ષ રાજ્ય કરશે, પછી અજમેરના ઓલીઆ પીર જાગશે. તે પછી તુંવર અને તુંવર પછી રાઠોડ થશે. ને ફરીથી ધર્મનીતિના રાજ્ય ચલાવશે.

| | |
|---|---|
| સતી તારામતી | ૦-૧૦-૦ |
| કોણ ચાલાક ? | ૦-૧૦-૦ |
| સદેવંત સાવળીંગા સચિત્ર | ૦-૧૦-૦ |
| ન્યુ ખુબસુરત ગાયનમાળા સચિત્ર | ૦-૮-૦ |
| મોટી ન્યુ ખુબસુરત ગાયનમાળા | ૦-૧૨-૦ |
| વિજયા વિજય સચિત્ર | ૦-૧૦-૦ |
| સુદામાજી સચિત્ર | ૦-૧૦-૦ |
| દયાની દેવી સચિત્ર કીં. | ૦-૬-૦ |
| નળ દમયંતી સચીત્ર | ૦-૧૦-૦ |
| પંચીકરણ ગુજરાતી | ૧-૮-૦ |
| શુદ્ધ કાવ્યદોહન ૧ થી ૫ ભાગ કીં. | ૧-૮-૦ |
| છેલની વારતા | ૦-૧૨-૦ |
| સંત સમાજ ભજનાવલી સચીત્ર કીં | ૧-૮-૦ |
| બત્રીસ પુતળી મોટું પાકું પુઠું કીં | ૩-૦-૦ |
| "શોભના" સચીત્ર | ૦-૬-૦ |
| રણછોડ લીલા ભાગ ૧-૨ દરેકનાં સચીત્ર | ૦-૬-૦ |

## પુસ્તકો વેચનાર વ્યાપારીઓને સુચના.

હાલમાં અમોએ સારાં સસ્તાં ને સચિત્ર પુસ્તકો બહાર પાડયાં છે. નવાં નવાં સચિત્ર તેજદાર પુસ્તકો બહાર પડતાં જાય છે. આપ આપનું નામ નોંધાવશો તો છપાતાં નવાં પુસ્તકો જણાવતા રહીશું.

## ગામેગામ એજન્ટ જોઇએ છે.

તમો બીજો વ્યાપાર કરતા હો તેની સાથે વીસ પચીસ રૂપીયાનાં અમારાં સારાં સસ્તાં ને સચિત્ર પુસ્તકો રાખશો તો ટુંકી મુડીમાં ઘણો સારો નફો મેળવી શકશો.

ઉપરનાં તમામ પુસ્તકો તથા બીજાં દરેક પુસ્તક મળવાનું સ્થળઃ—

**બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.**

રીચીરોડ—**અમદાવાદ.**

